પ્રથમ પુષ્પ.

# પ્રસન્ન કથાકુંજ.

પ્રભાતબાબુની સાંસારિક વાર્ત્તાઓ



પ્રયોજક:—

પ્રસન્નવદન. છ૦ દીક્ષિત.

મૂલ્ય ૦—૮—૦

# પ્રસ્તાવના.

આજકાલ નવલકથાનાં સાહિત્યનો સર્વત્ર બહોળો ફેલાવો થઇ રહ્યોછે. જનસમાજની અભિરૂચિ સ્વાભાવિક રીતેજ એવા મનોરંજક સાહિત્ય પ્રત્યે થાય છે. મનુષ્ય માત્રને બાલ્યાવસ્થાથીજ સુંદર વાર્તાઓ અને આખ્યાનો સાભળવા વાંચવાનો કાઇક વિલક્ષણ શોખ હોય છે. સંસ્કૃત કવિકુલગુરૂ કાલિદાસે કહ્યું છે, તે મુજબ ભિન્ન ભિન્ન રૂચિવાળાં મનુષ્યોના મનનું સમાધાન નાટકો તેમજ નવલિકાઓ વડે થતું હોવાથી, સુબોધપ્રદ આદર્શ નવલિકાઓનો જેટલો પ્રચાર થાય તેટલો આવકારલાયકજ છે. ગંભીર જ્ઞાનનાં ઉપદેશાત્મક પુસ્તકોનો લાભ માત્ર અધિકારી વર્ગજ લઇ શકે છે. સામાન્ય જનતાને નીતિ, ધર્મ કે તત્વ જ્ઞાનનાં અન્યાન્ય વિભાગનાં પુસ્તકો શુષ્ક, નીરસ અને ટાઢલા જેવાંજ ભાસે છે. નીતિના સિદ્ધાન્તોનો સાક્ષાત્ ઉપદેશ કંટાળો આપે છે, અને યોગ્ય અસર કરવાને ઘણીવાર અસમર્થ નીવડે છે. પરંતુ રસમય નવલકથાનાં આચરણ દ્વારા તેના તેજ સિદ્ધાન્તો વાચકના મન પર અસરકારક છાપ પાડી શકે છે. નવલકથાનું સાહિત્ય જે અત્યારે સૂપડેને ટોપલે ઉભરાવા લાગ્યું છે, તે આપણાં સાહિત્યના ભાવી વિકાસ અને અભ્યુદયનું સુચિહ્નજ ગણાવું જોઇએ.

આપણાં સાહિત્યમાં નવલકથાની સંખ્યાબંધ હારમાળા -સીરીઝ- પ્રકટ કરવાની પ્રથા મરાઠી, બંગાળી આદિ ભાષાના જેટલી પ્રચારમા નથી. ઇતર સર્વ પ્રવૃત્તિઓની પેઠે એ દિશામાં પણ આપણો પ્રયાસ બહુધા આરંભશૂરો અને ક્ષણજીવીજ નીવડયો છે, એ ખરેખર ઘણુંજ શોચનીય છે. ઉત્તમોત્તમ પ્રાસાદિક કૃતિઓની કદર જનતા અવશ્ય કરેછેજ. અમારા તરફથી ગયે વર્ષે બંગાળી ભાષાના સુપ્રસિદ્ધ નવલકથાકાર બન્કુ બિહારી ધર રચિત "કાકીમા" એ નવલકથાનો સરલ ગુજરાતી અનુવાદ પ્રસિદ્ધ થયો હતો. અને અમારા સદ્દભાગ્યે કદરદાન સાહિત્ય પ્રેમી સમાજે, આગેવાન સાક્ષરોએ તેમજ પ્રસિદ્ધ વર્તમાન પત્રોએ એને માટે ઉત્તમોત્તમ અભિપ્રાય

પ્રદર્શિત કરી, ધાર્યા કરતાંયે વધુ સન્માનભર્યો આવકાર આપ્યો છે. ભાવનગર, જુનાગઢ, વડોદરા, વાંસદા, વગેરે દેશી રાજ્યોમાં તેમજ બ્રિટિશ સરકારનાં કેળવણી ખાતા તરફથી પણ એ નવલિકા ઇનામ તથા લાઇબ્રેરીને માટે મંજુર થઇ છે. શ્રીયુત શરદ્ચન્દ્ર ચેટરજી પ્રણીત "દત્તા" એ નવલકથાનું ભાષાન્તર પણ અત્રેના "દેશીમિત્ર" પત્રના વાર્ષિક ભેટનાં પુસ્તક તરીકે "પ્રણયકુંજ" એ નામ હેઠળ હમારા તરફથી ટુંક વખત પર પ્રકટ થયું હતું અને તે પણ એટલાજ આદર અને આવકારને પાત્ર થઇ પડ્યું છે. એ બે નવલિકાઓની અસાધારણ લોકપ્રિયતાએ હમને પ્રસ્તુત સાહસ કરવાને પ્રબળ પ્રોત્સાહનપૂર્વક પ્રેર્યા છે. સર્વોત્કૃષ્ટ બંગાળી સાહિત્યની સુબોધપ્રદ અને અત્યંત રસમય પ્રાસાદિક નવલકથાઓ પ્રસન્ન કથાકુંજનાં પુષ્પો તરીકે ગુર્જર માતાને ખોળે ધરવાનું હમે નિશ્ચિત કર્યું છે આ કથાકુંજનાં પ્રત્યેક પુષ્પમાં ગુજરાતી સાહિત્ય પ્રેમી આલમને બંગાળાના પ્રતિભાશાલી જગદ્વિખ્યાત સાક્ષરોની મનોમુગ્ધકર, સર્વાંગ ગૌરવભરી પ્રસાદી મળી શકશે.

બંગાળી ભાષાનો વિકાસ આજકાલ યુરોપની પ્રગતિમાન ભાષાઓની સાથે યોગ્ય ટક્કર ઝીલી શકે તેવો સબળ અને સુદૃઢ થતો જાય છે. બંગાળાના ઘણા ખરા ઉચ્ચ સંસ્કૃતિ પામેલા સાક્ષરો યુરોપની પ્રજાના સહવાસનો સક્રિય લાભ લઇ, ત્યાંનાં શિક્ષણ સંસ્કૃતિની સુયોગ્ય તાલીમનાં પરિણામે પોતાની બંગાળી ભાષાને પણ તેવીજ :સમૃદ્ધ,:શિષ્ટ અને સંસ્કારી બનાવી શકયા છે. અને એજ કારણને લીધે એ બંગાળી નવલકારો જગદ્વિખ્યાત થઇ પડ્યા છે. એમની સફલ અમર કૃતિઓનાં યુરોપીય ભાષામાં સુદ્ધાં અનુવાદ પ્રકટ થઇ ચુકયા છે. બંગાળી ભાષાની નવલકથાઓ યુરોપીય ભાષાની કોઇ પણ સારામાં સારી નોવેલ કરતાં ભાવ, ભાષા કે ઘટના વૈચિત્ર્યમાં ઉતરે તેવી નથી. એ જગદ્વિખ્યાત બંગાળી સાહિત્યનું સાર્વભૌમત્વ, ઉદાત્ત ગૌરવ અને સર્વશ્રેષ્ઠત્વ બહુધા એની સર્વત્ર પ્રશંસાપાત્ર નીવડેલી સર્વોત્કૃષ્ટ પ્રાસાદિક નવલિકાઓ ઉપરજ નિર્ભર છે. બંગાળી ભાષાની એ પ્રાસાદિક નવલિકાઓનાં ભાષાન્તર સ્વ૦ શ્રી નારાયણ હેમચંદ્ર, શ્રી ઠક્કર નારાયણ વિસનજી, શ્રીયુત મહાદેવ હરિ-

ભાઇ દેસાઈ વગેરે તરફથી પ્રસિદ્ધ થયા છે. શ્રી વ્રજલાલ ઠક્કરે 'ઉપન્યાસ સમ્રાટ' સુપ્રસિદ્ધ બેરીસ્ટર શ્રીયુત પ્રભાત કુમાર મુકરજીની 'નવીન સન્યાસી' 'રમા સુન્દરી,' 'સિન્દૂર કોટા' વગેરે નવલિકાઓના અનુવાદ પ્રકટ કર્યા છે. સામાજીક નવલકથાઓમાં ગૃહસંસારનું ઉજ્જવલ રમ્યચિત્ર ખડું કરવામાં પ્રભાત બાબુનું કલા કૌશલ્ય કાંઇક અજબ આશ્ચર્ય પમાડે તેવું છે. જનસમાજમા ખાસ કરીને આધુનિક નવશિક્ષિતોનાં અંતરનાં ઉંડાણને વિષે ઘોળાઈ રહેલા નિગૂઢ અને વિવાદાસ્પદ માર્મિક પ્રશ્નોને તેમણે એવી તો સરલ, સફલ અને સચોટ રીત્યે ઉકેલ્યા છે કે, વાચકના મનનું તરતજ સમાધાન થઈ જાય. 'પ્રસન્ન કથાકુંજ''નો ઉદ્દેશ વિવિધ કથાઓના કુંજને વિષે વાચકનાં મન પ્રાણ હૃદયને યથેષ્ટ વિહાર કરાવી ખરેખરા પ્રસન્ન કરાવવાનો હોવાથી, ઉક્ત કથા કુંજનાં આ પ્રથમ પુષ્પમા પ્રભાત બાબુની સુપ્રસિદ્ધ "ષોડશી" માંહેની અત્યંત રસમય, ચમકપ્રદ અને મનોરંજક એવી બે વાર્તાઓ પ્રકટ થઇ છે. "પરિવર્ત્તન," યાને "ગંભીર ઘોંટાળો" એ વાર્તા પ્રભાત બાબુની "બલવાન જમાતા"નો અનુવાદ છે. હાલ પ્રકટ થતા "વિશ્વજ્યોતિ" માસિકના બાહોશ તંત્રી શ્રીયુત પ્રભુશંકર નરભેરામ વ્યાસના આધિપત્ય હેઠળ અગાઉ પ્રસિદ્ધ થતા "ચન્દ્રપ્રકાશ" માસિકના સંવત ૧૯૭૦ ના ફાલ્ગુન માસમાં એ વાર્તાનું ભાષાન્તર હમારા તરફથીજ પ્રકાશિત કરવામાં આવ્યું હતું. વિનોદપ્રચુર એ વાર્તા તે વખતેજ જનસમાજમા અત્યંત પ્રિય થઇ પડી હતી. તે વખતની ભાષામાં ઘટતો ફેરફાર કરી ઉપર્યુક્ત નવીન નામ હેઠળ એ વાર્તાને આ પુષ્પમાં પ્રથમ સ્થાન આપવું ઉચિત ધાર્યું છે. વાર્તા ઘણી રમુજી હોઇ નિર્દોષ રસિકતાથી ભરપુર છે. બીજી વાર્તા "ચતુરાની ચોરી" યાને "પ્રણયને પન્થે" એ પણ એટલીજ રસમય અને મનોરંજક હોવા ઉપરાંત સદ્‌બોધ લેવા લાયક ઉદાત્ત આદર્શનું દિગ્દર્શન કરાવ્યા વિના રહેતી નથી એનાં સુશિક્ષાપ્રદ રહસ્યની ગંભીર ચર્ચા "પુષ્પપરિમલ"માં વિસ્તારપૂર્વક કરવામાં આવી છે. એટલે આ સ્થળે એટલીજ આશા રાખીશું કે એ વાર્તાના વાંચનથી જો કોઇ પણ દંપતીજીવન સુખી અને કૃતાર્થ થશે, તો અનુવાદકનો શ્રમ સાર્થક થશે. એ વાર્તા પણ અમદાવાદથી પ્રસિદ્ધ

થતા "સ્વરાજ્ય" પત્રમાં ઇ. સ. ૧૯૨૧ માં પ્રકટ થઈ હતી. ઇ. સ. ૧૯૨૨ ના અકટોબર માસમા એ બન્ને વાર્તાઓ મુંબઇના માણેક પ્રિન્ટિંગ પ્રેસના માલેક રા. ગમનલાલ પંડ્યાને પ્રસિદ્ધ કરવા સારૂ આપવામાં આવી હતી. પરંતુ હમારા દુર્ભાગ્યે ત્રણ વર્ષની મુદત સુધી એ વાર્તાઓનું મેન્યુસ્ક્રીપ્ટ એમની પાસે હવાખાતું પડી રહી આખરે ગુમ થઇ જવાથી નિરૂપાય વશતઃ હમારે નવેસરથી "બઉચૂરી" નામની આ બીજી વાર્તાનો ફરીથી અનુવાદ કરવો પડ્યો છે. વાર્તા ઘણીજ બોધપ્રદ અને અસરકારક હોવાથી ફરીથી ભાષાન્તર કરવાના ઉત્સાહ તથા આગ્રહના વેગને હમે અટકાવી શકયા નથી. પરિસ્થિતિની પ્રતિ કૂલતાથી હમારી ચીવટ તથા ખંત ઉલટા રીઢાં થઈ દઢાયાં છે અને છેવટે શીઘ્ર પ્રકાશનનો નિશ્ચયજ અમલમાં મુકાયો છે. હવે પછીથી પ્રસિદ્ધ થનારાં અન્યાન્ય પુષ્પોમાં શરદ્ચન્દ્ર ચેટરજી, હેમન્દ્રપ્રસાદ ઘોષ, જલધરસેન, સુરેન્દ્રનાથ રોય, હરિસાધન મુખોપાધ્યાય, સુરેન્દ્રમોહન ભટ્ટાચાર્ય, નિરૂપમાદેવી, અનુરૂપાદેવી, શૈલબાલા ઘોષજાયા, સ્વર્ણ કુમારી દેવી વગેરે જગન્માન્ય સુપ્રસિદ્ધ બંગાળી નવલકારોની ઉત્તમોત્તમ પ્રાસાદિક નવલિકાઓ પ્રકટ થતી રહેશે. ગુજરાતની સાહિત્યપ્રેમી આલમ આ પુષ્પોનો જે પ્રમાણે સત્કાર કરશે, તેટલીજ કૃતજ્ઞતાથી આ કથાકુંજ પણ યથાસમય વિવિધ પુષ્પો પ્રકટ કરતું રહી, તેમની સેવા બજાવતું રહેશે. દરેક પુષ્પ ત્રણ ત્રણ મહિને નિયમિતપણે પ્રકટ થયાં કરશે. ગ્રાહકોની સંખ્યામાં યોગ્ય વધારો થતાં એથી પણ વધારે સંખ્યામાં સત્વર પ્રકટ થઇ શકશે. પ્રસન્નકથા કુંજના પ્રકાશન પ્રત્યે સહૃદય સહાનુભૂતિ ધરાવનાર સર્વ સાહિત્યરસિક સજ્જનોના હમે ઋણી છીએ. "ચન્દ્ર પ્રકાશ"ની જૂની ફાઇલ આપવા બદ્દલ હમારા સન્મિત્ર શ્રી૦ પ્રભુશંકર વ્યાસનો જેટલો આભાર માનીએ તેટલો ઓછોજ ગણાશે. છેવટે "દેશી મિત્ર" પ્રેસના બાહોશ અને કદરદાન માલીક શ્રીયુત મગનલાલભાઇનો ઉપકાર માનવાનું પણ હમારે ભૂલી જવું ન જોઇએ. એમનીજ ઉત્સાહભરી દેખરેખ હેઠળ આ પુષ્પનાં પ્રકાશનનું કાર્ય સરલ અને સુંદર બન્યું છે.

આમલીરાન, સુરત.<br>
તા. ૨૪-૧૧-૧૯૨૫.

**પ્રસન્નવદન છબિલારામ દીક્ષિત.**

# પ્રસન્ન કથાકુંજ-પ્રથમ પુષ્પ

# પરિવર્તન

યાને

# ગંભીર ઘોંટાળો.



## પ્રથમ પરિચ્છેદ.

નલિનીકાન્ત અલિપોરના પોસ્ટ માસ્તર છે. સમય પાછલા પહોરનો છે. નલિની બાબુ ઓફિસમા ટિક, ટિક, ટિક કરી રહ્યા છે. આશ્વિન માસ શરૂ થએલો છે. દીવાળી નજીક આવી પહોંચી છે. નલિનીબાબુએ રજાને માટે અરજી કરેલી છે. પરંતુ હજી સુધી ઓફિસમાંથી કાંઇ પણ જવાબ આવ્યો નથી. આજે સાત આઠ વાગતાની અંદર પણ જો હુકમ આવી જાય, તો નલિનીબાબુ આજનીજ મેલમાં અલાહાબાદ રવાના થઈ જાય તેમ છે. અલાહાબાદમાં એમનું સાસરૂં છે. નલિની આ પહેલવહેલીજ વખત સાસરે જાય છે. સામાન સરંજામ ખરીદી, ઉત્તમ આભુષણાદિથી અલંકૃત થઇ, દુધમાં ઓરવા જેવા ટીમટડાક બની તૈયાર થઇ રહ્યા છે. કાગને ડોળે હુકમની રાહ જોવા છતા, હજી સુધી કાંઇ તેનો પત્તો

નથી. ઘડીઆળમા પાચનો ટકોરો થયો. એકદમ ટંટં અવાજ કરી ટેલીફોનનું ભુંગળું ગાજી ઉઠયું. નલિની બાબુ એકદમ આશાથી છલકાઇ જઇ, ભુંગળું મ્હોંમાં રાખી બોલ્યા, "yes." પરંતુ, હાય અફસોસ! રજાનો હુકમ હજી સુધી આવ્યો નથી. એકાદ મની-ઑર્ડરના સંબંધમાં કાંઇક ઘોંટાળો થયો હશે, તેજ બાબત કાંઇક પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો. નલિની હતાશ થઇ, ખુરશી પર આવીને પડયા; એકાદ બે ઉપલકીયા કામને ફેંસલો આપ્યા બાદ, તેમણે ખીસામાંથી કાગળ કાઢયો, અને વાચવા લાગ્યા. એ પત્ર તેમની સ્ત્રીનો હતો. અગાઉ પણ એ પત્ર એમણે ઘણીવાર વાંચ્યો હતો. એટલે હાલ તો લગભગ મ્હોડે થઇ જવા આવ્યો હતો. તેઓ મલકાતા મલકાતા નીચે પ્રમાણે વાંચવા લાગ્યાઃ—

"પ્રિયતમ!

આપનો સુધાસમ સુખકર પ્રેમપત્ર પ્રાપ્ત થતા મન પ્રાણ શીતલ થયા છે. વ્હાલા! આટલા બધા દિવસ પછી પણ શું આપણા દીર્ઘ વિરહનો અંત નહિ આવે? આપનું ચન્દ્રવદન નીહાળવાને મ્હારૂં ચિત્ત ચકોર તળે ઉપર થઇ રહ્યું છે. આજ કાલ કરતાં આંપણા લગ્નને ત્રણ વર્ષનાં વ્હાણાં વાયાં! પરંતુ હજી સુધી આપની સેવા કરવાને હું ભાગ્યશાળી નીવડી નથી.

"તરસ્યાને ટીંગળાવવાં પડદે રાખી પ્રીત!
પૂછું પ્રવીણ પન્થી એ કોણ ગામની રીત?"
"પન્થ જોતી પ્રિયાને માર્ગે પળજે પ્યારા,
મ્હારા અંતરના બેલી વહેલો વળજે વ્હાલા."

મ્હને સજા કરવામાં આપને આવડી શી મજા પડતી હશે? રજા પડે એટલે તરતજ ચાલ્યા આવજો. આપની દાસી એ આશા ઉપરજ બેસી રહી છે. દિનાજપૂરવાળી મોટી બ્હેન આજે આવી

પહોચી છે. આપને કેટલા દિવસ લાગશે રજા મળતા ? પાંચમને દહાડે પણ શું આપ નહિ આવી પહોચો ?

મ્હારૂં મન પક્ષી તો આજેજ આપની પાસે આવે છે. નગણા ન થશો, નાથ ! આપની આ વિરહ—વ્યાકુલાને વીસારી દેશો નહિ.

આપનીજ

સરોજની."

નલિનીબાબુ વરા ફરતી ઉલટ પાલટ પાઠ કરવા લાગ્યા. આખરે, પત્રને પાછું ગજવામા સ્થાન મળ્યું. હવે છ વાગવાને વધારે વાર નથી. આજે પણ ઓર્ડર આવવાની કાંઇ આશા જણાતી નથી. કેટલાક ધીમા નિસાસા નાખ્યા બાદ, નલિની પોતાના કામમાં મન લગાડવાનો ભગીરથ પ્રયત્ન કરવા લાગ્યો તે ગમે તેમ હોય, પણ આજે તો ફક્ત ચતુર્થીનો દિવસ હતો. આવતી કાલે પણ જો રજાનો હુકમ આવી જાય, તોયે પચમીને દિવસે શ્વશુરાલયની સહેલમા વાંધો આવે એમ નહોતું.

સાતમાં બે મિનિટજ બાકી હતી. એવામાં આ શો ચમત્કાર ? ટેલીફોનના ભૂંગળામાં એકાએક ઝણઝણાટ થઇ રહ્યો. નલિનીબાબુએ તે વેળા ભૂંગળામાં મ્હોં રાખી "yes," શબ્દની ગર્જના કરી.

# દ્વિતીય પરિચ્છેદ.



રજા ! રજા ! રજા ! નલિની બાબુને બે અઠવાડીયાંની રજા મળી છે. ડેપ્યુટી પોસ્ટ માસ્તરને પોતાનો ચાર્જ સોંપી, આજ રાતનીજ મેલમાં નલિની બાબુ અલાહાબાદ ઉપડી શકે તેમ છે.

સરોજીનીના પત્રમાં હતું કે, "દિનાજપૂરવાળી મોટી બહેન આવી છે." પરંતુ નલિની બાબુને પ્રથમથીજ એ વાતની ખબર હતી. અને એજ કારણને લીધે, આ વખત એમને અલાહાબાદ જવાનો આટલો બધો આગ્રહ હતો. "દિનાજપૂરવાળી મોટી બહેન"ના ઉપર તેમનો વિલક્ષણ રાગ હતો. તેથીજ એક વખત એ સત્સંગનો લાભ થાય તો સારૂં, એવી એમને પ્રબળ ઉત્કંઠા હતી. અને એજ કારણથી, આ વખત "મોટી બહેન" નાં દર્શનનો લાભ લેવાને, એમનું હૃદય આતુરતાથી ઉછાળા મારી રહ્યું હતું. પરંતુ આ વાત આગળ લંબાવતા પહેલાં, મોટી બહેનનો કાંઇક પરિચય કરાવવાની જરૂર છે. અને નલિનીના લગ્ન સમયના કાંઇક ઇતિહાસનું દિગ્દર્શન પણ વાંચકવર્ગને નકામુ નહિ થઇ પડે.

મોટી બહેનના ધણી મોટા સાહેબ લોક હતા. તેઓ દિનાજ-પૂરના ડેપ્યુટી મેજીસ્ટ્રેટ હતા. મોટી બહેનના નામ માત્રથી સઘળા ત્હેને સહજ અનાયાસે ઓળખી શકતા. શ્રીમતી કુંજબાલા દેવીની સાક્ષરને યે શરમાવે તેવી જુસ્સાદાર અસરકારક સ્વદેશી કવિતાઓ વર્તમાન સમયના માસિક પત્રાદિકમા કોણે નથી વાંચી ? એમના સદ્‌ભાગ્યે કુલર સાહેબ બંગાળી જાણતા નહોતા. સાહેબશ્રી પાંચ બંગભાષાવિશારદ હત તો એમના પતિદેવને પંચાત થઇ પડત. નોકરીપરથી કયારનુંયે પાણીચું મળી ગયું હોત.

કુંજબાલાદેવી સમર્થ પંડિત હતાં. તેઓ ઇંગ્રેજી ભાષાનું સારૂં જ્ઞાન ધરાવતાં હતા. અને બધી બાબતમાં સામાન્ય બંગ લલનાઓથી તેમનો 'ideal' (આદર્શ) જૂદો પડતો હતો. અને એ કેવી રીતે જૂદો પડતો હતો, તેના દૃષ્ટાન્ત તરીકે નીચેની વાત અપ્રાસંગિક નહિ ગણાય. એકવાર એમનો એક દિયેર, એકાદ સેન્ટની શીશી ખરીદી લઇ આવ્યો હશે. કુંજબાલાદેવીનું એ વાતપર ધ્યાન ખેંચાતાં, તેમણે પોતાના દીયેરને પૂછ્યું:—"એ કોને માટે લઇ આવ્યા છો?"

"મારા માથાને માટે," દીયેરે જવાબ વાળ્યો.

"જાઓ, જાઓ! વાત શી કરો છો? એ ચીજ તો ફક્ત બૈરાં લોકો અને શ્રીમંત મરદ લોકોનાજ માથાને માટે છે. મરદ લોક કી'દાડે સેન્ટ વાપરે છે?" ભાભીએ છણકો કર્યો. નાનકડો દીયેર, મોટા ભાભીની ત્રિશળવાળી ભવ્ય મુખાકૃતિથી ડરી ન જતાં, મોટા માણસનીજ માફક બોલ્યો:—

'એમ કેમ કહો છો, ભાભી? શ્રીમંત માણસો શું મરદ ના કહેવાય? તમે તેમને મરદ ગણો છો કે બૈરાં?"

નલિનીબાબુનું જ્યારે લગ્ન થયું, ત્યારે તેમની મુખાકૃતિ ઘણીજ મનોહર હતી. માખણના જેવા ઉજળા સ્ફટક બે હાથ, ગોરા ગોરા ગાલ, અને પ્રકોષ્ઠ ભાગનાં બધાં કુમળા હાડકાં સુકોમલ માંસમા સંપૂર્ણ રીતે સંતાઇ ગયા હતા. એની આવી ભવ્ય દેહાકૃતિ નીરખી, કુંજબાલા પોતાના દેહનું ભાન ભૂલી ગઇ. અને નલિનીના પ્રત્યે તીરછી નજરનાં તીક્ષ્ણ બાણ ફેંકવાના લોભને છુપાવી કે અટકાવી શકી નહિ. રવીન્દ્રબાબુના કાવ્યમાં ઘટતો ફેરફાર કરી, કુંજ બાલાદેવી નીચે પ્રમાણે નલિનીબાબુને સંભળાવવા લાગ્યાં:—

"નલિની જેવો ચહેરો છે એનો, જેનું છે નલિની નામ,
કોમલ, કોમલ, કોમલ, અતિ જેવું છે કોમલ નામ.

જેવો છે કોમલ, તેવો છે વિકલ, તેવોજ આલસ્યધામ;
નલિની જેવો ચહેરો છે એનો, જેવું છે નલિની નામ."

જેટલે અંશે એકાદજ શ્લેષવાકય માણસને સચેતન કરે છે, તેટલે અંશે દશ ઉપદેશ વાકયો પણ તેમ કરી શકતાં નથી. અને એ શ્લેષ વાકય જો કોઇ સુન્દરીના મુખમાંથી નીકળ્યું હોય, અને તે વળી સુન્દરી, સગપણમાં સાળી થતી હોય, તો પછી એ શ્લેષ વાકયના ફળ—અસર—ની તો વાતજ શી કરવી?

લગ્નની સમાપ્તિ બાદ, નલિનીબાબુ કલકત્તા તરફ સહેલ કરી આવ્યા; અને તેમના પૂજ્ય સસરાજી પણ કુટુંબ કબીલા સાથે અલાહબાદ ઉપડી ગયા. પરંતુ, વિદુષી સાળીના મનમાથી સૂકો સડાક બનેવી જરાપણ ખસ્યો નહિ.

એક વખત સાંયકાળે, પોસ્ટ ઓફીસથી ફરી કરીને નલિનીબાબુ ઘેર આવી ઇઝીચેરપર પડ્યા પડ્યા ધુમપાન કરતા હતા. એ વખતે એમના મનોરાજ્યમાં એકાએક એક વિચારનું સ્ફુરણ થયું. માણસ જો મનપર લે, તો પોતાની ગમે તેવી ખોડખાંપણ સુધારી શકેછે. આ સૃષ્ટિમાં અસંભવિત યા અશકય એવી કોઇ ચીજજ નથી. એ ઉપરથી એમણે પોતાના મન સંગાથે નિશ્ચય કર્યો કે, હું જો ધારૂં તો મ્હારૂં પણ કલંક દૂર કરી શકું. અને પુરૂષને યોગ્ય એવું મજબૂત પહાડને પણ પાટુ મારી શકે એવું શરીર બનાવું! બીજેજ દિવસે, તેઓશ્રી બજારમાં લઇ, સેન્ડાના ડમ્બેલ્સ વગેરે લાવી ખુલ્લા વાડામાં રીતસર કસરત કરવાનો મ્હાવરો ખંત અને કાળજીથી કરવા લાગ્યા. પોતાનો દૈનિક ખોરાક, જે મિઠાઇ, દૂધ, ઘી, ચોખા વગેરેનો હતો, તે ઘટાડી દઇ, તેની જગ્યાએ, રોટલી, માંસ, માંછલાં ઇત્યાદિકની વ્યવસ્થા કરી દીધી.

પ્રથમતો ફક્ત પાંચ સાત મિનિટથી વધુ વખત તેમનાથી કસરત

થઈ શકતી નહોતી. રફતે રફતે રોજના મ્હાવરા અને અભ્યાસ વડે કરીને, તેઓ સ્હવાર અને સાંજ બરાબર નિયમસર અડધો અડધો કલાક કસરત કરવા લાગ્યા. આ અભ્યાસ એમણે એક વર્ષ સુધી સતત્ ચાલુ રાખ્યો. પરિણામે, તેમનું શરીર આથીપણ વધારે મજબૂત બનાવવાને તેઓશ્રીએ એક નવી યુક્તિ શોધી કાઢી. અત્યાર સુધી તો ભાઇસાહેબ ઘરકુકડાની જેમ ઘરમાજ ગોંધાઇ રહેતા હતા. પણ હવેથી એમણે એક અજબ અખ્તરો અજમાવવા માંડયો. બે ચારેક શિકારી મિત્રોની સાથે ગામ બહાર જઇ, હંસ, હરણ, ભૂંડ વગેરેનો શિકાર કરવાની શરૂઆત કરી દીધી! આવા વ્યવસાયમાં પડી, તેમણે બે વરસ કાપી નાંખ્યાં છે. હવે આ નલિની પહેલાંનો નલિની રહ્યો નથી. હવે, એમના ગાલની ચરબી ઝરી ગઈ છે. સ્થૂલ હડપચી સૂક્ષ્મ બની ગઇ છે: હાથપગાદિનાં હાડકાં કઠણ બન્યાં છે. ખરૂં જોતાં, હવે એ ભાઇસાહેબ નલિની નામને માટે સંપૂર્ણ રીત્યે નાલાયક બની ગયા છે. આવા જ વખતે, કુંજબાલાને મળવાની તેમના મનમાં પ્રબળ ઉત્કંઠા થઇ આવી છે. એ કેવી અજાયબીભરેલી વાત છે કે, માણસ વ્યાયામ વડે, મજબૂત બની, પોતાનાં જૂના અર્થસૂચક નામમાં તદ્દન પરિવર્તન કરી દઇ, બીજું નવુંજ નામ ધારણ કરવાની યોગ્યતા પ્રાપ્ત કરી શકે છે! નલિનીબાબુ નીચે પ્રમાણે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા:—મ્હારા કાર્ય વડે મ્હારૂં નામતો બદલાઇ ગયું છે, પરંતુ મ્હારો પુત્ર મ્હારૂં નામ રાખશે. ઉત્તમ રીત્યે મ્હારા નામની ખુબી જાળવશે. કેવી રીત્યે જાળવશે, એ તેમનાથી સ્થિર કરી શકાયું નહિ.



# તૃતીય પરિચ્છેદ.



બીજે દિવસે, આશરે બપોરના બે વાગતાના સુમારે નલિની બાબુ અલાહાબાદ સ્ટેશને આવી પહોચ્યા. તેમણે પાયજામાપર લાંબો પંજાબી ફેશનનો કોટ ચઢાવ્યો હતો. અને માથા પર પાઘડી મુકી દીધી હતી. આ અલબેલા પોશાખથી તેઓ કાઇ ઓરજ ઠાઠમાં દીસતા હતા. તેમના જમણા હાથમા એક મોટી ડાંગ હતી. અને ડાબા હાથમા ટ્રન્કની સાથે બંદુકની એક પેટી હતી. રજાના વખતમાં ફુરસદ મળ્યે, શિકાર કરવા નીકળવાની તેમની ઇચ્છા હતી.

આખું સ્ટેશન ખુંદી વળ્યા. ચારે તરફ ફરી ફરીને જોયું. પણ અફસોસ! કોઇ કરતા કોઇ પણ તેમને તેડવા આવેલું જણાયું નહિ. ઘેરથી નીકળતા પહેલા આગલીજ રાત્રે, તેમણે પોતાના સસરા ઉપર એક ચાર આનાનો ટેલિગ્રાફ કર્યો હતો. પરંતુ તે વખતસર નહિ પહોંચ્યો હોવો જોઇએ. મજુરને બોલાવી, સરસામાન ઉચકાવી, તેઓ સ્ટેશનની બહાર આવ્યા. અને ગાડીવાળાને પૂછવા લાગ્યાઃ- " મહેન્દ્ર બાબુ ઉકીલકા વાસા જાનતા ?"

ગાડીવાને ઉત્તર આપ્યોઃ—"હા બાબુ—આઇયે."

"ચાલો," કહી નલિનીબાબુ ગાડીમા ગોઠવાયા. અલાહાબાદ નલિનીબાબુ પ્રથમ કદી પણ આવ્યા નહતા. ખરૂં પૂછાવો તો, બંગદેશની બહાર પગ મુકવાનો આ પહેલો જ પ્રસંગ તેમને પ્રાપ્ત થયો હતો.

અડધા કલાકમા ગાડી એકાદ મોટા કમ્પાઉન્ડવાળા ઘરમાં દાખલ થઇ. આગલી પરસાળના ઓટલાપર નવવર્ષની કુમારિકા ભતી હતી. ઓટલાની ડાબી બાજુએ એક કૂવો હતો. ત્યાં આગળ

બેસીને એક પંજાબી બાઇ લોહીયું સાજતી હતી. ગાડીમાંથી ઉતરી, તેજ બાઇને સંબોધી, નલિનીએ પ્રશ્ન કર્યો:--"મહેન્દ્રબાબુ વકીલનું ઘર આજ કે ?"

"હા, બાબુ."

"શેઠ ઘરમા છે ?"

"નાજી, કેદાર બાબુ વકીલને ત્યાં શેતરંજ રમવા ગયા છે."

"ઠીક, ત્યારે ઘરમાં ખબર કરીદો. કહોકે જમાઇરાજ આવ્યા છે."

આ વાત સાંભળીને, જે છોકરી ઓટલાપર રમતી હતી, તે મુઠીવાળીને ઘરમાં દોડી ગઈ; અને ગગન ભેદી નાંખે, તેવી ગર્જના કરતી ગાજી ઉઠી:—"અરે, શું જોઇ રહ્યા છો ? તમારા જમાઇ બાબુ આવ્યા છે "

પંજાબી બાઈ રામશરણને આ વાત સાંભળીને કાંઇક હસવું પણ આવ્યું. ઉતાવળા હાથ ધોઇ નાંખી, નલિનીબાબુકને જઇ, નીચા વળીને સલામ કરવા લાગી. રામશરણે ત્યારબાદ ગાડીમાંનો સરસામાન લઇને ઘરમા ગોઠવ્યો. ઘરમાંહેનાં નાના પોઇરાંઓ છાનામાનાં લપાતા છુપાતાં જમાઇને જોવા લાગ્યાં.

રામશરણે નલિનીબાબુને દિવાનખાનાના ખંડમા લઈ જઇને બેસાડયા. અને પૂછવા લાગી:—

"બાબુ, અશનાન કરશો કે ?"

નલિનીએ કહ્યું:—"હા, સ્નાન કરવું પડશે. નહાવાની ઓરડીમાં પાણી તૈયાર કરી રાખો."

એજ સમયે એક વૃદ્ધ ચાકરડી ત્યાં આવી પહોચી. નલિનીને પ્રણામ કરીને, તે કહેવા લાગી:—"કેમ, ખુશી આનંદમાં તો ખરાને ?"

"હા, મોજમાં છું; તમારી કેમ બાબત છે ?"

તે વૃદ્ધ દાસીએ પ્રત્યુત્તર વાળ્યો:—"પરમેશ્વરે જેવાં ઘડયાં છે, તેવાં છીએ. આ ઘરમાં ચાકરી કરતાં આજે છ મહિના થયા. મણિ બ્હેનને હું તો રોજ પૂછયાં કરતી કે, "બ્હેન મણિ! આપણા જમાઇરાજ કયારે અંહિ આવે છે ?"

મણિબ્હેન જવાબમાં માત્ર એટલુંજ કહેતી કે, રજા પડશે, ત્યારે આવશે. ચાલો ઠીક થયું. વાટ જોવડાવીને પણ આખરે આવ્યા ખરા. હવે ઝટ સ્નાન કરી લ્યો, મોટીબાએ પૂછાવ્યું છે કે તમારે માટે ચાહ મૂકીએ, કે ભાતબાત કરાવવો પડશે ?"

નલિનીએ મોગલસરાના સ્ટેશનપર નાસ્તો કર્યો હતો. તેથી એણે કહ્યું:—"ભાત બાતની ખટપટ જવા દો. ચાહ જરા પીશું." વૃદ્ધ-દાસી બોલી:—"ઠીક, ત્યારે સ્નાન તો એકવાર કરી લ્યો. પછી આપને એક નવી ચીજ દેખાડવાની છે. અમારી કુસુમને માટે કાંઇ ઘરેણાં બરેણા ઘડાવ્યાં છે કે કમાવાનું ને કસર કરવાનુંજ શીખ્યા છો ?" એટલું કહી, તે વૃદ્ધાએ નલિની તરફ એક તીવ્ર કટાક્ષપાત કરી સ્ત્રી જાતિની પોતાની કુશળતા વ્યકત કરી.

સ્નાન કરી રહ્યાબાદ, નલિની પાછો આવીને જુએ છે તો દશ બારેક છોકરાં એની બંદુકની પેટીને બાઝયાં છે. બંદુક પેટીની બહાર કાઢેલી છે, અને બધાં છોકરા તે બંદુકને ઉંચકવાની ગડમથલ કરી રહ્યાં છે! નલિનીએ ઝટ તેઓના હાથમાંથી બંદુક ઝુંટવી લઇ, નિર્ભયસ્થાને પાછી મુકી દીધી. એજ વખતે વૃદ્ધદાસી પાછી અંદર આવી. તેના હાથમાં સાત આઠ મહિનાનું છોકરૂં હતું. તે ભુલકાંનું મ્હોં તરતનું ધોએલું જણાતું હતું. માત્ર બન્ને આંખ કાજળથી ભરેલી દેખાતી હતી. અને માથાના વાળ બ્રશ વડે ઠીકઠાક કરેલા જણાતા હતા. દાસી છોકરીને હાથમાં ઉછાળતી ઉછાળતી બોલી:—

"જુઓ જમાઇરાજ ! કેવી સોનાની પૂતળી જેવી જણાય છે ? જોઇલ્યો જાણે સોનાનો ચાંદ ! લ્યો એને એકવાર તમારા હાથમાં."

નલિનીને અસલથીજ નાના ઝગધાંનો કંટાળો હતો. પરંતુ સાસરે સારૂં દેખાડવા ખાતર, સાકર પીરસવા માંડીઃ—

"હા, કેવી મજાની છોકરી છે!" એમ કહી ખોળામાં લીધી. વૃદ્ધ દાસીએ ચાલાકી ચલાવવા માંડીઃ—

"'મજાની' કાંઇ ખાલી કહ્યે નથી થઇ જતી. લૂખાં લાડને ચીથરા ફાડાફાડ શા કામનાં? મ્હોં જોયાં છોકરાનાં મ્હોં આમ જોવાતાં હશે કે?"

નલિનીએ ગજવામાથી બે રૂપીઆ કાઢી, છોકરીના મુઠી વાળેલા હાથમાં મુકી દીધા.

એ જોઇ, પેલી ઢોંગીલી દાસી ગાલે હાથ દઇ, બોલી ઉઠીઃ—

"ઓમા ! આ શું ? લોકો તમારે માટે શું બોલશે ? રૂપીઆ આપીને તે વળી સોનાના ચન્દ્રનું મુખ જોવાય ખરૂં કે ?

આસપાસ વીંટળાઇ વળેલું નાના છોકરાંઓનું ટોળું ખડખડ હસી પડયું.

અત્યન્ત ભોંઠા પડી જઇ, બીજો કાંઇ જવાબ નહિ સુઝવાથી, નલિનીએ વ્હીલું વ્હીલું મ્હોં કરીને કહ્યુંઃ—"સોનું તો હું સાથે લાવ્યો નથી." મનમાં વળી પોતાની બૈરી પર પણ બહુ દાઝ ચઢી. ફલાણાને છોકરૂં થયું છે, અને તેને માટે એકાદ ગિની લેતા આવજો એમ કાગળમાં લખતાં શું થઇ જતું હતું ?

વૃદ્ધદાસી કહેવા લાગીઃ—"બીજી એક વાત સાંભળી છે કે ? તમારાં સાસુ તો કહે છે કે, ઘરેણાં ગાંઠાં ઘડાવવવાને આજને આજજ સોનીને વરદી આપી દેવી પડશે. ચાર છોકરાંના બાપ થયા, પણ આટલીયે કાળજી રખાતી નથી !"

નલિનીની શુદ્ધિબુદ્ધિ તો આ સંવાદની શરૂઆતમાંજ જતી રહેવા માંડી હતી. તે આ સાંભળીને તો આભોજ બની ગયો. 'ચાર છોકરાંના બાપ થયા પણ આટલીએ કાળજી રખાતી નથી,' એનો અર્થ શો ?

નલિનીને પરણ્યાંને હજી તો બેજ વર્ષ થયાં હતાં. અને તે દરમ્યાન ધણીધણીઆણીમાંથી કોઇએ પણ એકબીજાનું મ્હોં સરખુયે જોયું નહતું ! તો પછી નલિની ચાર છોકરાંનો બાપ કેમ કરીને થઇ ગયો ?

છોકરીને પાછી પેલી દાસીને સોંપી દઇ, કાંઇક ગભરાટ સાથે નલિનીએ તેને પ્રશ્ન કર્યો:—"છોકરીનો જન્મ કયારે થયો ?"

ફરીથી ગાલ પર હાથ દઇ, વૃદ્ધદાસી ગરજી ઉઠી:—"કેવાં ઘેલાં કાઢો છો ? પોતાને છોકરાં કયારે થયા, તે પોતેજ જાણે જાણતા નથી ? જવાદો આવી સફાઇ ! કાલા થઇને બીજાને કાળાં મેસ બનાવવાની વાત કરે છે !"

નાના ભુલકાંઓનું ટોળું ત્યાં આગળજ સંતાઇને ડાકીયા કર્યાં કરતું હતું, તે દાસીની આ વ્યંગોક્તિ સાભળીને ખડખડ હસી પડયું. એ ત્રણ મોટી ઉમ્મરનાં છોકરાં હતા, તે વૃદ્ધાના બોલેલા બોલ હસતાં હસતા બોલવા લાગ્યાં. બીજાં નાના છોકરા નાચવા લાગ્યાં. નલિની તરત નાહીને આવ્યો હતો, તે છતાં, કપાળમાંથી પરસેવાનાં ઝરણ ઝરવા માંડયાં. મનનું કુતૂહલ મનમાજ શમાવી દેવાનો તનતોડ પ્રયત્ન તે કરવા લાગ્યો. એ છુપો ભેદ કેમ ઉઘાડો પડાય ?

શક્તિ અને ધૈર્ય વગર એની જીકર કેમ કરીને ચાલે ? આ પ્રમાણે મનોરાજ્યની ગડમથલ ચાલતી હતી, તેવામા આઠેક વર્ષની એક છોકરી ત્યાં આવી પહોંચી. નલિનીના હાથમાં એક ગ્લાસ આપી કહેવા લાગી,—"લ્યો, જમાઇરાજ ! આ શરબત પીઓ."

ગ્લાસ સહજ મ્હોડે અડકાડી, નલિનીએ શરબતનો સ્વાદ કાઢયો. શર્કરા વગરનું એકલું મીઠાનુંજ તે શરબત હતું. ગ્લાસ પાછું નીચે મુકતાં નલિનીના મનમાં એક વિચાર સ્ફુર્યો. સઘળે ઠેકાણે જમાઇની મીઠી મજાક કરવાનો સામાન્ય રિવાજ હોય છે. જે કારણથી મીઠાનું શરબત આપવામા આવ્યું તેવુંજ કાઇક કારણ પિતૃત્વઆરોપણનું પણ હોવું જોઇએ. બન્નેનો ઉદ્દેશ—માત્ર મ્હારી નિર્દોષ મશ્કરી–એજ હોવો જોઇએ.

આ મીમાંસા સૂઝી આવતાં નલિનીનું હૃદય કાઇક શાન્ત થયું; તેના દીવેલ પીધેલા જેવા ચહેરાએ પાછી સમતા ધારણ કરી! એ દિવાનખાનામાં એક ખુણામાં કબાટ ખુલવાનો અવાજ કાને પડયો. કબાટ સામેનો પડદો ખસેડી રામશરણ બોલી:—

"શેઠ, પધારો ચાહ તૈયાર થઇ છે."

ધારી ધારીને જોતાં અંદરના ઓરડામાં દાખલ થવાનો માર્ગ નલિનીના જોવામાં આવ્યો. તેજ માર્ગે પ્રવેશ કરી, નલિની અંદરના ઓરડામાં આવ્યો. એને માટે ખાસ તૈયાર કરેલાં સુંદર મખમલના આસનપર વિરાજમાન થયો. એની આગળ ચાંદીની રકાબીઓ તેમજ પ્યાલાં મુકવામાં આવ્યાં હતાં. નાના પ્રકારની ખાદ્ય અને પેયવાનીઓ તેમાં એની સમક્ષ હાજર કરવામાં આવી હતી. એ ચીજોને યથાશક્તિ ઇન્સાફ આપ્યા બાદ, નલિનીએ ધુમાડાના ગોટેગોટ સિગારેટમાથી ઉરાડવા માંડયા.

એજ સમયે ઓરડાના અંદરના ભાગમાથી મંદમંદ રૂમઝુમ શબ્દ કર્ણગોચર થવા લાગ્યો. બારણાં આગળ એક નાની છોકરીને 'મોટી બ્હેન આવે છે' એ પ્રમાણે બોલતી નલિનીએ સાંભળી.

કુંજબાલા આવે છે એમ જોતાં નલિનીનું હૃદય હર્ષથી નાચવા લાગ્યું. મનમાંને મનમા શેખ શલ્લી સઇ વિચાર કરવા લાગ્યો કે,

હવે તો એ મ્હને ઓળખી પણ નહિ શકે! પહેલાં જેવો સૂકો સડાક હું કાંઇ હવે રહ્યો નથી. ધાબડધીંગો અલમસ્ત બન્યો છું. જોઇએ તો ખરા, ઓળખી શકે છે કે કેમ? ઓળખાણ થતાં પહેલા જરાક ગમ્મત કરશું.

દૂરનો શબ્દ વધારેને વધારે નજદીક આવવા લાગ્યો. "કેમ ભાઇ, કાંઇ ઘણે દહાડે જાગ્યા?" એવા ઉદ્દગાર કાઢતી એક યુવતી ઓરડાના મધ્ય ભાગ આગળ આવી જરા ખંચાઇને ઉભી થઇ રહી.

પરંતુ તે માત્ર એક મિનિટનીજ ખાતર! નલિની અને તે બાઇની નજર મળતાં લાગલીજ તે બાઇએ લાજ કાઢી, અને ઉતાવળે પગલે ત્યાં આગળથી પસાર થઇ ગઇ. નલિનીની ખાતરી થઇ કે તે કુંજબાલા નહોતી. અંદરના ઓરડામાં મોટે સાદે નીચે પ્રમાણે સ્ત્રી વર્ગમા વાતચીત થતી નલિનીએ સાંભળી:—

"કેમ બ્હેન! ત્હારા વર આવ્યા છે ને કાંઇ!"

"નારે બા! એ તો પીટયો કોઇ બીજોજ જણાય છે!"

"શું કહે છે? ત્હારો વર થવા વળી બીજો કોણ આવવાનો હતો? એ શું હમારો શરત્ ન હોય?"

"ના, એ તો મુઓ કોઇ બીજોજ છે."

"કોણ હશે વારૂ?"

"શી ખબર?"

"ત્યારે હવે? એની શી મ્હોંકાણ માંડવી? કોઇ બદમાશ તો ક્યાંઇથી ઘરમાં નહિ ઘુસ્યો હોય?"

"ચહેરો તો એવોજ ચોખ્ખો જણાય છે."

"ઓ બાપરે! આશો જુલમ! કોણ આવ્યો હશે?"

તેજ ક્ષણે એકાદ બાળકનો ઉચ્ચસ્વરે નીચે પ્રમાણે અવાજ સંભળાયો:—"બદમાશ બંદુક લઇને આવ્યો છે!"

"હાય હાય, સત્યાનાશ વળી ગયુ ! આ રામશરણ ! હે રામશરણ ! કયાં ગઇ ? જા જલદી અને શેઠને તાબડતોબ ખબર કર."

સ્ત્રીઓની નાસભાગનાં ઉતાવળાં પગલાં સંભળાયાં, એ સિવાય બીજું કાંઈપણ નલિનીથી સંભળાયું નહિ.

આમતેમ આંટા મારતાં, પાસેના એક ટેબલપર નલિનીની નજર પડી. તેનાપર રેશમી પૂંઠાની એક ચોપડી હતી આમ તેમ પાનાં ફેરવતાં, તેમાંથી દરેક પાને વિઝિટિંગ કાર્ડઝની સ્લીપો નીકળી આવી. દરેક સ્લીપપર સોનેરી અક્ષરે લખેલા "એમ એન. ઘોષ' એ શબ્દો નલિનીના વાંચવામાં આવ્યા. બધો ભરમ તે વખતે નલિનીની નજર આગળ ખુલ્લો થઇ ગયો. ભૂલભૂલામણીના ભેદી બુરખાનું રહસ્ય કળાયું ! તેના સસરાનું નામ મહેન્દ્રનાથ બન્દોપાધ્યાય (બેનર્જી) હતું. અને આ તો હતા મહેન્દ્રનાથ ઘોષ. બન્દોપાધ્યાય બ્રાહ્મણ હોય છે, ઘોષ કાયસ્થ (ક્ષત્રીય) હોય છે. મહેન્દ્ર બાબુ વકીલ તો બન્ને હતા ! ગાડીવાળાએ નલિની બાબુને પારકાં સાસરે લઇ આવી, આમ ગંભીર ઘોટાળો કરી નાંખ્યો હતો.

નલિનીએ છૂટકારાનો દમ મૂકી, ધીરેધીરે હસતાં, સીગારેટમાંથી ધુમાડાના ગોટેગોટ કાઢવા માંડયા.



# ચતુર્થ પરિચ્છેદ.



આણી તરફ પંજાબી બાઇ રામશરણ આંફળી ફાંફળી શેઠને ખબર કરવા દોડી. રજાના વખતમાં ઘણું ખરૂં કેદાર બાબુ વકીલને ઘેર શેત્રંજની રમતનો અડ્ડો જામતો. આજે અહીં મોટા મહેન્દ્રબાબુ નાના મહેન્દ્રબાબુ (નલિનીના ખરા સસરા) અને બીજું કેટલુંક વકીલ મંડળ ભેગું થયું હતું.

શેત્રંજની રમત ચાલી રહી હતી, એવામાં ઓચીન્તા આવી, રામશરણે ત્યાં આગળ ભૂતની માફક ડોકીયું કર્યું. પોતાના શેઠ તરફ જોઇને કહેવા લાગીઃ—"શેઠ, શેઠ." જલદી ઘેર પધારો—બાઇનો આકળો ગાભરો સાદ અને મ્હોંડાનો દેદાર જોઇને, મહેન્દ્રબાબુના તો હાજાંજ ગગડી ગયા. બ્હેબાંકળાબની, તેઓ પૂછવા લાગ્યાઃ— "કેમરે! શું છે? ઘરમાં કોઇ માંદુ સાજું તો થયું નથીને?"

"ઘેર એક ચોર આવ્યો છે."

મહેન્દ્રઘોષ બોલ્યાઃ—"ચોર? દિવસના વખતે વળી ચોર કેવો?"

રામશરણે ઉત્તર વાળ્યે–"ચોર છે કે લૂટારો છે, કે કોઇ ગાંડો માણસ છે, તે હું ખાતરીથી કહી શકતી નથી. એ તો કહે છે કે, હું તો શેઠ (મહેન્દ્રબાબુનો) જમાઇ છું."

આ સાંભળી બીજા બધા તો હસવા લાગ્યા. પરંતુ મહેન્દ્રઘોષ ઉંડાઈ પડયા અને બોલી ઉઠયાઃ—"ક્યારે આવ્યો? શું કરે છે?"

"અરે, એ તો ત્રણ વાગતાનો આવ્યો છે; એક મોટી ડાંગ લાવ્યો છે; એક બંદુક પણ આણી છે. અંદર જઇ ચાહપાણી પીએ છે. ઘરનાં બૈરાં બધાં ગભરાઇ ઉઠયાં છે."

"બંદુક લાવ્યો છે? ડાંગ પણ લાવ્યો છે? હરામખોર બદમાશ

પારકાને ઘેર ઘુસી આવ્યો છે, તે કેવી રીતે પાછો પોતાને ઘેર સહીસલામત જવા પામે છે, તે હું જોઉં છું." એમ એ લતા બોલતા ક્રોધથી ધુંવા પુંવા થતા મહેન્દ્રબાબુ બહાર નીકળ્યા. એમની ગાડી બારણાં આગળજ ઉભી હતી. કૂદકો મારીને મહેન્દ્રઘોષ ગાડીમાં ચઢી બેઠા અને ગભરાયલે સાદે ગાડીવાનને હુકમ કરવા લાગ્યા:—"જોરસે હાંકાઓ." કેટલાક વકીલ મિત્રો મહેન્દ્રઘોષની સાથેજ બહાર આવ્યા હતા. તેઓમાંના કેટલાએક બોલવા લાગ્યા:—"કોઇ ચસ્કેલ હશે, એમજ લાગે છે."

કેટલાક કહેવા લાગ્યા:—"ના, ના, વળી ચસ્કેલ ગાંડીયા જેવો હોય તે બંદુક શું કામ લાવે? એ તો કોઈ છફીનો ઉખડેલ, પાકકો બદમાશ હોવો જોઇએ."

નાના મહેન્દ્રબાબુ (નલિનીના સસરા) એ કહ્યું:—"ચસ્કેલ હોય કે વંઠેલ હોય કે બદમાશ હોય—ગમે તે હોય—પણ એને તો પોલીસનેજ 'હેન્ડ ઓવર' (હવાલે) કરી દેવો જોઇએ."

ગાડી નક્ષત્ર વેગે દોડવા લાગી. ઘેર પહોંચ્યા બાદ, મહેન્દ્રબાબુ ગાડીમાંથી એકદમ ભૂસ્કો મારી બ્હાર નીકળ્યા અને ઉતાવળે સાદે પૂછવા લાગ્યા:—"કોણ છે? ક્યાં છે?"

આ વખતે નલિની માળ ઉપરથી હેઠળ આવ્યો હતો, અને ઓટલાપર આમ તેમ પસાર કરતો હતો. ગૃહસ્વામિને પ્રણામ કરીને તે કહેવા લાગ્યો:—"મહેન્દ્રબાબુ આપજ કે? આપની આગળ મ્હારે ક્ષમા પ્રાર્થના કરવાની છે."

નલિનીની બોલવાની ઢબ અને નમ્રતા જોઇને ગુસ્સાથી લાલ-પીળા બનેલા મહેન્દ્રબાબુ મ્હાત થઇ ગયા. નખશીખવ્યાપી રહેલો તેમનો ક્રોધાગ્નિ ટાઢો ટપ પડી ગયો. ઘેર પહોંચતાવારને પોતાના હાથનો જે પ્રકારનો સ્વાદ ચખાડવાનો તેમણે નિશ્ચય કર્યો હતો, તે ફેરવી નાંખવાની તેમને ફરજ પડી;... —

મ્હેન્દ્રબાબુએ પ્રશ્ન કર્યો:—"આપ કોણ છો ?"

"મારૂં નામ નલિનીકાન્ત મુખોપાધ્યાય (મુકર્જી). હું મહેન્દ્ર બન્દોપાધ્યાય (બેનર્જી) નો જમાઈ થાઉં છું. 'મહેન્દ્રબાબુ વકીલને ઘેર લઈજા,' એમ મ્હેં ગાડીવાળાને કહ્યું, ત્યારે એ મૂર્ખ મ્હને અહિ લઇ આવ્યો. મ્હારી ભૂલ હમણાંજ થોડાક વખત અગાઉ મ્હને સમજાઈ. હવે હું ચાલ્યો જાઉં છું. આપને તેડવાને માણસ ગયું હતું,—તેથી આપની આગળ ક્ષમા પ્રાર્થના કર્યા બાદ જવું એ હેતુથી આપની રાહ જોતો અહિંજ ઉભો હતો."

આ વાત સાંભળી મહેન્દ્રઘોષનો ગુસ્સો પૂરેપૂરો ઉતરી ગયો. નલિનીનો હાથ સપ્રેમ પોતાના હાથમાં લઇ, મહેન્દ્રબાબુ પેટ પકડીને હસવા લાગ્યા:—'અહો ! મહેન્દ્રના જમાઇ તમે, કેમ ? સારૂં સારૂં. જુઓને ભાઇ, અહિ તો બે જણા મહેન્દ્રબાબુ વકીલ છે. તમારા સસરા નાના મહેન્દ્રબાબુ કહેવાય છે, અને મ્હને મોટા મહેન્દ્રબાબુ કહે છે. હમારા બેજણ વચ્ચે અસીલ સંબંધી ઘોટાળો તો વારંવાર થાય છે; બહાર ગામથી કોઇ વકીલ મ્હારા ઉપર કાંઇ મુકર્દમો મોકલાવે છે, તો અસીલ કાગળ લઇ, તમારા સસરા કને પહોંચી જાય છે. પરંતુ જમાઈ મારેનો ઘોંટાળો તો આ પહેલી વહેલી વારજ થએલો છે." એટલું બોલતાં બોલતાં તો મહેન્દ્રઘોષ સુમાર વગરનું હસવા લાગ્યા. ત્યાર બાદ તેઓશ્રી નલિનીને પોતાના દિવાનખાનામાં લઇ ગયા. આમ તેમ ગપ્પાં સપ્પાં ચાલતાં હતાં, તે લામાં બહાર એક ભાડુતી ગાડી આવી પહોંચી. નલિની વિદાયગીરી લઇ, પોતાના શ્વશુરાલયની સહેલનો અપૂર્વ લ્હાવો લેવા નીકળી પડયા.





# પંચમ પરિચ્છેદ.



આણી તરફ કેદારબાબુ વકીલને ત્યાં તે દિવસની સાંજનો શેત્રંજનો તાલ બગડી ગયો. રંગમાં ભંગ પડી ગયો. મહેન્દ્રઘોષ ઘેર સીધાવ્યા, એટલે તે વકીલ મંડળને ચોર—બદમાશની વાત સિવાય બીજો કોઇ વિષય સૂઝતો નહતો. ઘણા પાગલોની વાત પણ થઇ ગઇ; આખરે મંડળ વીખેરાઇ ગયું. વકીલ સાહેબો એક પછી એક, સહુ પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

મહેન્દ્ર બન્દોપાધ્યાયનું ઘર ભાગંજ મોહલ્લામાં હતું. તે મહાશયે ઘેર આવ્યા બાદ, ચાહ અને હુક્કાને માટે ગડાકુની વરદી આપી દીધી હતી.

ઓફિસની બારી આગળ ઇઝી ચેર પર બેઠાબેઠા મોજમાં ચાહપાણીનું સેવન ચાલી રહ્યું હતું એકાદ નોકર તેમની નજીકમાં ઉભો થઇ રહ્યો હતો.

કેટલોક સમય આ વ્યાપારમાં ગયા બાદ, એક ભાડુતી ગાડીએ કમ્પાઉન્ડમાં પ્રવેશ કર્યો. વકીલને ઘેર ઘણાએ આદમીની નિત્ય આવજાવ થતી હોવાથી, મહેન્દ્રબાબુ તેના તરફ કાંઇ પણ લક્ષ આપ્યા વગર જેમ આંખ મીચીને સૂઇ રહ્યા હતા, તેમજ સૂઇ રહ્યા.

બહારથી કાંઇ શબ્દ આવતો હોય, એમ જણાયું. "મહેન્દ્રબાબુનું ઘર આજ કે?" એવા શબ્દો ઉચ્ચારતો કોઇ અજાણ્યા માણસનો ઘાંટો તેમના સાંભળવામાં આવ્યો.

"હાં, શેઠ."

"ખબર આપો, તમારા શેઠને કે, આપના જમાઇ આવ્યા છે" આ વાકયમાંનો 'જમાઇ' શબ્દ સાંભળતા વારનેજ, મહેન્દ્રબાબુએ એકદમ ઉભા થઇ, કેહારો રાગ છોડી દીધો,

બારી ઉપરનો પડદો ખસેડીને જુએ છે, તો એક મોટી ડાંગ હાથમાં લઇને, પંજાબી સિપાઈ જેવો લાંબો પહોળો દેખાતો કોઈ એક માણસ કમ્પાઉન્ડમા ઉભો છે. અને ગાડીવાળો ગાડીમાંથી બંદુકની એક પેટી બહાર કાઢે છે. તે જોઇને ગુસ્સાથી નખશીખ ધુંવા પુંવા થતા મહેન્દ્રબાબુ ધમધમ કરતા આવ્યા, અને ઓટલા પર પર ઉભા રહી, મોટે સાદે બૂમબરાડા કરવા લાગ્યાઃ—"કોઇ હયાયરે? કોણ છે રે?"

પોતાના સસરાની આવી વિકાળ મૂર્તિ જોઇને, નલિનીનાં તો મોતીયાજ મરી ગયાં. દાંત મ્હોં કચકચાવીને સપ્તમ સુર કાઢી મહેન્દ્રબાબુ ગાલિપ્રદાન કરવા લાગ્યાઃ-"પાજી બેટા જૂવાચોર—ભાગો હિયાંસે, અભિ ભાગો. લોકોને ઘેર રખડી રઝળીને, આખરે અહિં આવ્યા કેમ, મ્હારે ત્યાં ગળે પડવાને? શયતાનના સાળા! બેટા બદમાશ ગુંડા!"

જોત જોતામાં ઘરના સઘળા નોકર ચાકર ત્યાં આગળ ભેગા થઈ ગયા. મહેન્દ્રબાબુએ તેમને હુકમ આપ્યોઃ—"મારકે નિકાલ દેઓ! ગર્દન પકડ કે નિકાલ દેઓ."

નલિનીની આસપાસ સઘળા નોકરો વીંટળાઇ વળ્યા. તે જોઇને નલિનીએ એકદમ પોતાની મોટી ડાંગ રક્ષણાર્થે પોતાના માથાની આસપાસ ફેરવવા માંડી; અને ક્રોધ કરી કહેવા લાગ્યોઃ—"ખબરદાર! હમ ચલા જાતા હય! લેકિન જો હમકો છુયેગા, ઉસકી હડ્ડી હમ ચુરચુર કર ડાલેંગે."

નલિનીનો દમામ અને ડાંગ જોઇને, બધા નોકરો ડરી ગયા; એટલુંજ નહિ પણ શું કરવું તેનું ભાન ભૂલી જઇ, પત્થરના પૂતળાની માફક સજ્જડ થઇ ગયા.

નલિની મહેન્દ્રબાબુને ઉદ્દેશીને કહેવા લાગ્યોઃ—"આપ ભૂલ કરો છો; હુંજ આપનો જમાઇ નલિની."

આ શબ્દોએ અગ્નિ શર્મા મહેન્દ્રબાબુના ક્રોધાગ્નિમાં ઘી હોમ્યું "દીકરા શાહુકારના ! તુંજ એકલો સસરાને એ ળખે છે, અને હુંજ મ્હારા જમાઇને ઓળખતો નથી કેમ ? મ્હારા જમાઇનો આવો ગુંડા જેવો ચહેરો ? એવું હોય કદી ? ભાગો હિંયાસે—નિકાલો હિંયાસે નયતો અભી પોલીસમેં ભેજેંગે."

નલિનીએ હવે ફરીથી બીજીવાર જવાબ આપવાની હિમ્મત કરી નહિ. ગાડીમાં ગુપચુપ ગોઠવાઇ જઈ, ત્હેણે ગાડીવાનને વરદી આપી:—"ચલો સ્ટેશન."



## ષષ્ઠ પરિચ્છેદ.



ગડબડાટ શાંત પડયા પછી, હુક્કામાંનો બધો ગડાકુ પૂરો કરી, મહેન્દ્રબાબુ ઘરની અંદર ગયા.

તેને જોતાં વારનેજ ગૃહિણીએ પુષ્પ વૃષ્ટિ કરવા માંડી:—'કેમ, કાંઈ દારૂ બારૂ ઢીંચ્યા છે કે શામાંડી છે ? ભાન કયાં જતું રહ્યું ? જમાઇને તરછોડી કાઢયો !"

મહેન્દ્રબાબુ ગંભીર સ્વરે બોલ્યા:—"જમાઇ કોને કહે છે ? એ તો એક જાતનો સફેદ ઠગ હતો."

"ઠગ હતો એમ શી રીતે તમારી ખાતરી થઇ ?' તે વખતે મહેન્દ્ર બાબુએ કેદાર બાબુને ત્યાં શેત્રંજની રમત વખતે જે ઇતિહાસ સાંભળ્યો હતો, તે બધો અથથી તે ઇતિ સુધી કહી સંભળાવ્યો.

તે સાંભળી, ગૃહિણી બોલ્યાં:—"એ તો બધું ઠીક છે, પણ એ ચોરજ છે, એમ સાબીત કરનારો પુરાવો કયાં છે ? બે જણનાં એકજ નામ હોવાથી, ઘર ભૂલી કોઈ બીચારો, બીજાને ઘેર જઈ ચઢે, એમાં શું ? અને એટલીજ વાત પરથી એ ચોર છે, એમ

માની લો એ તમારી ભૂલ છે. વગર વિચારે સાહસ કરવું એ ધાસ્તી ભરેલું કામ છે.,'

સ્ત્રીને મ્હોંડેથી આવી દલીલ સાંભળીને મહેન્દ્રબાબુ ઢીલાઢસ થઇ ગયા. ડાગ અને બંદુક દેખીને તેમની બુદ્ધિ બ્હેર મારી ગઈ હતી. આ બધી દલીલો તરફ લક્ષ આપવાનો અવસરજ રહ્યો ન હતો. સઙ્કલ્પ વિકલ્પ વમળમાં ગરક થઈ જઇ, મહેન્દ્રબાબુ આખરે કહેવા લગ્યાઃ—"એ જો ખરેખરો જમાઈ હત, તો આપણુને ખચીત અગાઉથીજ એના આવવાની ખબર આપત. અને એમ કરત તો હું ખુશીથી એને તેડવા પણ જાત સ્ટેશન પર. પણ આ શું? નહિ કાગળ નહિ પત્ર, નહિ મનમાં નહિ ચિત્તમાં ને ઓચીંતે કોઇ જમાઈ કદી દૂર ગામ સાસરે આવ્યો સાંભળ્યો છે? છે બુદ્ધિ કોઈના બાપની? એવાં બુદ્ધિ માત્ર ઝાકળીયું ઝુડી જાણે! અરે એ તો પાકા ઠગ હોવા જોઇએ."

"આવવાની વાતજ ન્હોતી એમ કેમ કહો છો? આવવાની ખબર તો પ્રથમથી હતીજ; દીવાળી પહેલા આવવાના છે, એ વાત તો હમે બધાં જાણીએ છીએ,—તો પણ કયે દિવસે અને કેટલા વાગતે આવવાના છે, તેની કાંઈ ખબર નહોતી.'

પિતાને ચિન્તા સાગરમાં ડુબી ગએલા જોઇને, કુંજબાળા બોલ્યાંઃ—"અરે, એ નલિના હોઇ શકેજ નહિ. મ્હેં જોયો હતો એ ભામટાને."

મહેન્દ્રબાબુએ કહ્યુંઃ "ત્હેં પણ દીઠો છે કેની? બોલતો—બોલતો—કયા આગળથી દીઠો હતો એને?"

'જ્યારે બહુ ગડબડાટ અને શોરબકોર થતો હતો, ત્યારે મ્હેં મ્હારી બારી આગળથી બહાર આવી એને જોયો હતો. નલિની તો ખરેખર નામ પ્રમાણે કમળના દાંડા જેવોજ સુકો છે. અને આ તો કોઇ જડસા જેવો મગરમસ્ત અને ધાભડધીંગો જણાતો હતો."

મહેન્દ્રબાબુ તદ્દન શાંત પડીને બોલી ઉઠ્યાઃ—"ઠીક કહે છે તું. એ વાત તો એને મ્હોંપરજ મેં ચોળી પખાળીને સંભાળાવી દીધી છે. હું મ્હારા જમાઇને નહિ ઓળખું, એ તે કદી બની શકે ખરૂં ? અને વળી કેવો એનો દેદાર હતો ? ચહેરો તો નર્યો કાશીના ગુન્ડા જેવો ખુની ! નલિનીનો ચહેરો કેવો ઓજસ્વી અને મધુર છે? લગ્ન પ્રસંગેજ ફક્ત મ્હેં એને એકવાર જોયો હતો. અલબત્ત ત્યાર પછી એ I દીઠો નથી. પણ તેથી શું આવી ભૂલ થાય ? વાત શી કરે છે ? હજી એવો હૈયાસૂનો હું બન્યો નથી." જમાઇરાજને વિષે આમ ચોળાચોળ અને ચુંથણપીંખણ થઈ રહ્યું હતું તે દરમ્યાન એક નોકર ત્યાં આવી કહેવા લાગ્યોઃ—"શેઠ, તાર આવ્યો છે." તાર વાંચીને નલિનીબાબુનું મ્હોં ફીકકુંફસ પડી ગયું. હોઠ સુકાવા લાગ્યા. નલિનીએ આગલી રાત્રે મુકેલો ચાર આનાવાળો એ તાર હતો.

ગૃહિણીએ પ્રશ્ન કર્યોઃ—"શી ખબર છે ?"

તદ્દન આકળા ગાભરા પડી જઇ માથું ખંજવાળતાં ખંજવાળતાં નલિનિએ ધ્રુજતે સાદે કહ્યું:—"લે, આ તાર તો આવ્યો. મને લાગે છે કે એજ આપણો જમાઇ હોવો જોઇએ."

ગૃહિણીએ કહ્યું:—"ત્યારે હવે એને પાછો બોલાવવા નો છે કાંઈ ઉપાય ?"

"હું જાતેજ જઇને તેનો બંદોબસ્ત કરૂં છું. જતી વખતે એણે ગાડીવાનને કહ્યું હતું કે, "ચાલો સ્ટેશન." હમણાં તો કલકત્તા જનારી કોઈ ટ્રેઇન આવતી નથી, એટલે મ્હને લાગે છે કે, ભાઇ સાહેબે સ્ટેશન પરજ અડંગા નાંખ્યા હોવા જોઇએ. એની પાસે જઇને ભાઇબાપા કરીને, સમજાવીને બની શકે છે, તો પાછો લઇ આવુંછું."

* * * *

ઘરનાં બધાં માણસો ધારતાં હતાં કે સાળા સાળીઓને બનાવવાનો, અને ઠોળઠીખળ કરીને ચાટ પાડવાનો નલિનીને વિષય



પણ સારો જડયો છે, તે એ રીતે પોતાના વેરની વસુલાત કરશે. પરંતુ ફરીથી ઘેર આવ્યા બાદ નલિનીએ કદી પણ તે વાત છેડી નહતી. જે ભુલ થઇ ગઇ હતી, તે ખાતર નલિનીનાં સાસરાંનાં બધાં માણસો બહુ ખીસીયાણાં પડી ગયાં હતાં, અને ખરેખર ઘણીજ દીલગીરી દર્શાવતાં હતાં, નલિનીએ તેથી મોકળા મનથી એ વાતને વીસારી દઈ, સર્વને માફી બક્ષવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. બીજા કોઇ પ્રસંગે, એક દિવસ મહેન્દ્રઘોષ સંબંધી વાત નીકળતા, નલિનીએ નીચે પ્રમાણે ઉદ્‌ગાર કાઢયા હતાઃ—

"ગમે તેમ હોય, પણ પારકાને સાસરેથી નીકળ્યા બાદ, જે પ્રકારનો આદર સત્કાર મ્હને મળ્યો હતો, તેવો આદર સત્કાર તો ઘણાઓને પાછા ફરતાં ખુદ પોતાને સાસરેથી પણ મળી શકતો નથી."

# ચતુરાની ચોરી

યાને

# પ્રણયને પથે.



## પ્રથમ પરિચ્છેદ.



જે સમયે બંગાળાના નવશિક્ષિત યુવકોમાં બ્રહ્મ સમાજનો નવો સવો વા વાઇ રહ્યો હતો, તે સમયની આ વાત છે. મહામાયા વર્દ્ધમાન જીલ્લાનું એક ખૂણે ખાચરે આવેલું ગામડું હતું. ખૂણે ખાચરે એટલા માટે કે તે રેલ્વે સ્ટેશનથી ૨૦ માઇલ તથા પોસ્ટ ઓફિસથી પાંચ માઇલ દૂર આવેલું હતું. ગામડાના મધ્ય ભાગમાં મહામાયા દેવીની એક મૂર્તિ હતી; તે ઉપરથીજ એ ગામનું એવું નામ પડયું હતું.

એ નાનકડા ગામનો એક નાનકડો જમીનદાર હતો. તેનું નામ હતું વિધુભૂષણ બન્દોપાધ્યાય. તેનો વચલો પુત્ર અનાથશરણ હમણાંજ બી૦ એ. ની પરીક્ષા આપીને થોડાક દિવસ થયાં ઘેર આવ્યો છે. એ ભાઇ સાહેબની ઉમ્મર હશે આશરે પચીસેક વર્ષની. પોશાખનો ભપકો પણ કાંઇક અલબેલોજ રાખતા. મ્હોંડાની સીકલ અને સીનો પણ કાંઇ કમ ન હતો. પરંતુ તેમના પિતા કાંઇક કારણસર તેમના પર નારાજ રહેતા. એક તો એ કે બ્રહ્મસમાજમાં ભાઇ સાહેબ ઘુસાઘુસ કરી રહ્યા હતા અને તેની સઘળે અફવાળ આવી

રહી હતી. ખક્કામરજીનું બીજું કારણ એ હતું કે, ઘેર અઢાર વર્ષની વયનાં વીસ નખી હતાં, છતાં એ કુંવરશ્રી તો તેના પ્રત્યે દૃષ્ટિપાત સરખોયે કરતા નહિ! અને એમ કરવાનું કાંઇ કારણ? તો એના ખુલાસામાં ભાઇસાહેબ છછણી પડતા કે, 'શૈશવ વિષે કરપીડીયો અજ્ઞાત એક શિશુજને!' બસ હાથ ઝાલ્યો, તેમાં શું? પ્રેમ વગરનું પરણેતર, એ તો વ્યભિચારનો વિવાહ છે. અજાણપણે થઇ ગએલા દોષનું નિવારણ થઇ શકે છે, તેમ આનું પણ કરવુંજ જોઇએ. 'લગ્ન' એટલે પતિ પત્નિના હૃદયનું લગ્ન-પરસ્પરના આત્માનું એકીકરણ. એજ વ્યાખ્યા એની હોઇ શકે. કેમકે, લાકડે માંકડું વળગાડયાથી તો 'જડયું બ્હાનું કે રોજરોજ જાગતી લડાઇ' જેવુંજ થવાનું. તેથી મ્હારે મન એ પતિ નહિ પણ બ્હેન બરાબર છે. એ ભાઇને પૂછવામાં આવે કે, આમ હતું ત્યારે ઝલાયા શું કરવા? તો રોકડોજ જવાબ દેતા કે, 'શૈશવ વિષે કરપીડીયો અજ્ઞાત એક શિશુજને!' તે વખતે જ્ઞાન સૂર્યનો ઉદય થયો નહતો. આ સત્યધર્મની દીક્ષા મળી ન્હોતી. સમજ કાચી હતી. તો એ ગેરસમજને ગેરવલ્લે કરી દેતાં, ઘરવાળીનું શું થશે? એ શંકાનું સમાધાન અનાથબાબુ કાંઇક આવું કરતા. હમારે બન્નેને બ્રાહ્મધર્મની દીક્ષા લેવી પડશે. બ્રાહ્મ ધર્મના જે નવા કાયદાકાનૂનો રજીસ્ટર્ડ થયા છે, તે આઇનને અનુસરીને છુટા થઇ જઇશું લગનના બંધનની ઝુંસરીમાંથી. બન્ને જણા આમ છુટા છેડા કરી સ્નેહ—લગ્નનું પુનશ્ચ હરિઃ ૐ કરી શકાશું.

અનાથ શરણને અચાનક કલકત્તા જવાનું થતાં ત્યાં આગળ તેને એક જુવાન દોસ્ત જડી આવ્યો. તેનું નામ હતું હેમન્ત કુમારસિંહ. એણે પણ બ્રાહ્મ ધર્મની દીક્ષા ગ્રહણ કરી હતી. મિત્રતાની મડાગાંઠ બંધાતાવારને, એ જુવાન દોસ્તે અનાથ બાબુને જમીન દોસ્ત કરી નાંખ્યા! એ હેમન્તકુમારની એક ચાચેની બહેન હતી નગેન્દ્રબાલા કરીને. હેમન્ત બાબુના પરિચયે તેનો પ્રતિભાસ કરાવ્યો અને જોત જોતામાં અનાથ બાબુના હૃદયને અનાથ બનાવી

દીધું ! અનાથશરણુ અનન્ય શરણુ થઇ તેને શરણુ થયા. આરંભમાં તો અનાથ બંધુ પોતાના ચિત્તની આ ચંચલતાને ખાતર કાંઇક લજ્જાથી સંકોચાવા લાગ્યા. પરંતુ હેમન્તકુમારે તેમના મનનું સમાધાન કરી નાંખ્યું અને તેમના ઉરમાં શૂરનું પૂર ચઢાવતાં કહ્યું કે "પ્રેમ એ તો પ્રભુનું સ્વરૂપ છે. God is love and Love is God" જ્યાં પ્રણયનો સંચાર થાય ત્યાં પાપનો સંસ્પર્શ સંભવેજ શી રીતે? ચહાવું એટલે પ્રભુતામાંજ નહાવું, એટલું પણ જાણતા નથી? સ્નેહ—લગ્ન તેજ સાચું લગ્ન. બાકી બીજું બધું તો ઢીંગલા ઢીંગલીની રમત જેવુંજ સમજવું. જુઓની, મંદાકિનીને તમે પરણ્યા છો, પણ ચાહી નથી. એટલે એ તમારી પત્નીજ કહેવાય નહિ. એ તો બ્હેન જેવીજ ગણાય" આવી અદ્‌ભુત સમજની દીક્ષા અનાથ બાબુને હેમન્તકુમાર પાસેથીજ મળી હતી. નગેન્દ્રબાલા પણ અનાથને ચાહે છે, એમ એ બન્ને મિત્રો માનતા; મનમાં ને મનમાં મોતીના ચોક પૂરતા અને રાચતા. હેમન્ત બાબુ તો વળી એટલે સુધી પાનો ચઢાવતા કે, એની સાથે લગ્ન કરો, તોજ આદર્શ લગ્ન થયું કહેવાય. પરંતુ મન્દાકિનીની હયાતીમાં તેમ બનવું મુશ્કેલ હતું. નગેન્દ્રબાલાને પોતાનો પ્રેમ વ્યકત કરવાનો અધિકાર સરખોયે અનાથ બાબુને ન હતો. એ કારણને લીધે વેવિશાળનો વિચ રતો હાલ તુરતને માટે મોકુફ રાખવામાં આવ્યો. પરંતુ નૂતન બ્રાહ્મ વિવાહ પદ્ધતિના કાયદાને શરણુ થવાનું આખરે અનાથ શરણે નક્કી કર્યું.

મધ્યાન્હ કાળ લગભગ પૂરો થયો છે, ભગવાન સહસ્ત્રરશ્મિ પોતાના પ્રચણ્ડ કિરણોથી જગત્ માત્રને સંતપ્ત કરી રહ્યા છે. જેઠ માસની કેરી પકવનારી લૂ વરસી રહી છે. એ સમયે અનાથ શરણુ વાડીની સામેના ખંડમાં ડેસ્કની સામેની ખુરશી પર બેઠા છે. એ તેમનો પોતાનો ઓરડો હતો. રાત્રે શયન પણ ત્યાંજ કરતા. ઓર-

ડામાં કેટલીક વિલાયતી છબીઓ ટાંગેલી હતી. તે ઉપરાત એક સીતાર પણ હતો. તેના પર સ્હવાર સાંજ બ્રાહ્મ સંગીત થતું. ઓરડામાં એક ક્લોક (મોટું ઘડીયાળ) એ ત્રણ આયનાવાળા કબાટ, અને એક છપ્પર પલંગ સિવાય બીજું ફરનીચર ઝાઝું નહતું.

ડેસ્કની અંદરથી હેમન્ત કુમારનો તરતનો આવેલો પત્ર કાઢીને અનાથ બાબુએ તે વાંચવા માંડયો. એ પત્રમાં જ્યા જ્યાં નગેન્દ્રબાલાનું નામ હતું. તે તે સ્થાને ચુંબન કર્યું. પત્ર રહ્યો હાથમાં ને હાથમાં અને પોતે આંખો મીચી ધ્યાનગ્રસ્ત થયા. ઘડીયાળમાં તે સમયે એનો ટકોરો થયો.

અનાથે હળવે રહીને આંખ ખોલી; પત્રને પાછું ડેસ્કમાં પોતાનું સ્થાન મળ્યું. એક કાગળનો ટુકડો લઇ, તે ઉપર કાંઇક વિચાર કરીને લખ્યું:--

"આજે રાતના બાર વાગતા પછી, ઘરનાં સર્વ નિદ્રાવશ થયાં હોય તે વખતે જરા મ્હારા રૂમમાં આવી જવા તસ્દી લેશો."

એ પ્રમાણે લખી, કાગળની ઘડી વાળી દીધી. અને તેજ બીડદી હાથમાં રાખી, પોતે ઓરડાની બહાર નીકળી પડયો. અન્તઃપુરમાં પ્રવેશ કરીને જુએ છે, તો આંગણામા કોઇ કરતાં કોઇ જણાતું નથી. પહેલા ઓરડામાં મોટી ભાભી કેટલીક સહીપણીઓની સાથે પાનાં રમી રહી છે. બીજા ઓરડામાં આવીને દૃષ્ટિપાત કરતાં પલંગ પર માતા નિદ્રા મગ્ન થઇ રહી છે. ભંડારીયા નજીક ઉભો રહી, તેનો ભત્રીજો છાનોમાનો મુરબ્બો ખાયાં કરે છે. કાકાને ડોકીયું કરતાં જોઇ, તે બ્હીલો બ્હીલો થઇ હસી પડે છે. કાકાતો તેના તરફ નજર સરખી કર્યા વગર, એ જગ્યાએથી આગળ ચાલ્યા જાય છે. ત્રીજો દેવપૂજાનો ઓરડો છે; તેમા નારાયણની મોટી મૂર્તિ છે. મૂર્તિ પૂજા પ્રત્યે ક્રમક્રમાટભર્યા તિરસ્કારને લીધે, અનાથ શરણુ-

એ ઓરડા પ્રત્યે દૃષ્ટિપાત સરખોયે કરવાની કદી તસ્દી લેતો નહિ. પરંતુ આજે બહાર ઉભો રહી જુએ છે, તો તેની પત્ની મન્દાકિની પાટલા ઉપર બેઠી બેઠી રૂનાં પુમડાં બનાવી રહી છે. જમણા હાથ તરફ ઘીનું ભરેલું કોડીયું તથા દીવી આવી રહ્યા છે. કોડીયાની સામે ચન્દન પુષ્પ વગેરે પુજાપો પડેલો છે. મંદાકિનીના તામ્બુલના રંગ જેવા દેદીપ્યમાન ઓષ્ઠાધર કંપી રહ્યા છે. કપાળને વિષે પરસેવાનાં બિન્દુ બાઝી રહ્યા છે; વસ્ત્રનો છેડો ગળાપર સરી પડયો છે. એકાગ્ર મનથી મંદા પુમડા બનાવવામાં ગુંથાઇ છે, તે પતિદેવ સામે ઉભેલા હોવા છતા, તેની નજરે પડતા નથી. વિસ્મયાક્ષિષ્ટ થઇ, અનાથ ક્ષણભર પત્નીના મુખ સામુ તાકી રહ્યો. લગ્ન પછી પહેલવહેલી વારજ મંદાને આજે ધ્યાનપૂર્વક નીરખે છે.

સામેના આમ્રવૃક્ષ ઉપરથી એકાદ પાકી કેરી પવનના ઝપાટાથી ઓચીંતી તૂટી પડે છે. એ ધબાકાથી ચમકીને મંદા બહાર નજર કરે છે, તો બારણા આગળ તેના પતિ દેવ ઉભા થઇ રહ્યા છે. તેજ ક્ષણે હાથમાંનું રૂ મૂકી દઇ, તે સફાળી ઉભી થાય છે. અડધા હાથ સુધીનો ઘુમટો તાણી, લાજ કાઢે છે ને બારી આગળ આવીને ઉભી રહે છે. કેડે ખોસેલા કુંચીઓના ઝુમખાનો ઝણઝણાટ થઇ રહે છે!

અનાથે હળવે રહીને તે ઓરડામાં પ્રવેશ કર્યો. મંદાકિનીના પગ તરફ નજર કરીને, હાથમાંહેની ચીઠ્ઠી તેના તરફ ફેંકી અને તરતજ ત્યાં આગળથી પસાર થઇ ગયો. તેના ચાલી ગયા બાદ, મંદાએ તે ચીઠ્ઠી ઉંચકી લીધી. પહેલાં ઓરડાનાં બારણાં દઇ આવી ત્યારબાદ બારી પાસે આવી, ચીઠ્ઠી ખોલીને વાંચવા મંડી. બારી બહાર એકાએક નજર કરે છે, તો એકાદ આંબા પર અસંખ્ય કાચી પાકી કેરી લટકી રહી છે. તેની અંદર બેસીને કોયલ કુહુકુહુ ધ્વનિ કરી રહી છે. જરાક આઘે કબુતરોનો કલરવ થઇ રહ્યો છે. મંદા

ઘડીકમાં કાગળ વાંચે છે, તો વળી પાછી આમ્ર વૃક્ષોને નીહાળે છે. આખરે કાગળને છાતી સરસો ચાંપી, નારાયણની મૂર્તિ આગળ પગે પડી પ્રણામ કરવા લાગી. વળી પાછી ઉભી થઇ, બારી પાસે આવીને કાગળ વાંચવા લાગી.

આજે મંદાના ભાગ્યનો ભાનુ પ્રકટ્યો હતો. લગ્ન પછી સ્વામીનાથે આજેજ તેને સંભારી હતી. જવરગામાં મંદાનાં લગ્ન થયાં હતાં; ત્યાર બાદ ત્રણેક દિવસ સાસરે રહી ગઈ હતી, પરંતુ ધણીનું તો મ્હોં સરખું જોવા પામી ન હતી. તે વખતે અનાથને નૂતન મતનો ચેપ લાગ્યો હતો. સગાં સંબંધીનો અત્યન્ત આગ્રહ હોવા છતાં અનાથ અન્તઃપુરમા શયન કરતો નહિ. અનેકવિધ કાલાવાલા કરવા છતાં કોઇનું યે માન રાખતો નહિ, તેથી કંટાળીને સહુ કોઇએ એને કહેવાનુંજ છોડી દીધું હતું. અનાથની માતા દરરોજ નવીનાઓને એ સંબંધમાં ભલામણ કર્યા કરતી. પરંતુ કોઈની ફીકર ચાલતી નહિ. ત્યારે આજે શું એના સુખના સૂર્યનો ઉદય થયો ? આટલે દહાડે અણગમતીને યાદ કરી ખરી ! ત્યારે મંદાનો અવતાર શું હવે સફળ નહિ થાય ? સમોવડી સહીપણીઓના ગૃહ-સંસારની વાતો અને પોતીકાંજ સગાં વહાલાઓની શૃંગાર લીલા શ્રવણ ગોચર થતાં એની આંખે શ્રાવણ ને ભાદરવો ઝરતો. અતિશય દુઃખની વેદનાથી બીચારી ડસડસી જતી—માંહ્યની માંહ્ય સીજાઇ જતી. તો આ વખતે એ શું સર્વ દુઃખ દૂર નહિ થઇ શકે ?

મંદાકિનીના ચિન્તા સ્રોતમાં એકાએક ખલેલ પહોંચી. બહારથી કોઇ બારણાંની સાંકળ ઠોકતું હતું.

મંદાએ સફાળાં ઉભાં થઇ, બારણાં ખોલ્યાં. સામે ઉભી હતી તેની નાની નણંદ હરિમતિ. હરિમતિ બાલ વિધવા હતી. તેની આ દશા થયાંને આજે પાંચ વરસ થયાં છે. હરિમતિ મંદાકિની કરતાં ત્રણ વર્ષે મોટી હતી; છતાં બન્નેને ઘણું બનતું. એક બીજાનાં વગર

ભૂલાં પડતાં. ભેગાં મળી સુખ દુઃખની વાતો કરતાં ત્યારેજ તેમને ચહેન પડતું.

મંદાની સામું થોડી વાર અજાયબી ભેર જોઇ રહી, હરિમતિ ગાજી ઉઠીઃ—"કેમ, બ્હેન ! શું થયું છે ત્હને ?"

મન્દાએ હળવે રહીને જવાબ દીધોઃ—"થવાનું શું હતું વળી "

"ત્યારે બારણા બંધ કરીને શું કરતી હતી ?"

જીભ જાણે તાળવે ચોંટી ગઇ હોય, એવી દશામાં મંદાથી કશો જવાબ દઇ શકાયો નહિ. એનું સીયાવીયા થઇ ગએલું મ્હોં જોઇને હરિમતિને ભારે સંદેહ ઉપજ્યો. મંદાને ગળે બાઝી પડીને તે કરગરવા લાગીઃ—" પણ થયું છે શું તે કહે તો ખરી !"

"કહીશ."

"કયારે કહીશ ?"

"રાત્રે."

"ના, અત્યારેજ કહે."

મંદાની જીભ ઉપડતી નથી, હરિમતિ પણ હઠ છોડતી નથી, મંદાએ આખરે ખુલાસો કર્યો.

હરિમતિએ તે સઘળું મુંગાં મુંગાં સાંભળ્યાં કીધું. ત્યાર બાદ ધીરૂં ધીરૂં હસવા લાગી.

મંદાએ પૂછ્યુંઃ—"હસવું કેમ આવે છે, બહેન ?"

હરિમતિ બોલીઃ—"હસવું આવે છે તારા વરના રોફ ઉપર. હું જેમ ધારતી હતી, તેવુંજ થયું આતો. શો અજબ નાચ નચવી રહ્યા છે આ તારા વરતો ! મોટાં ભાભીને પણ એજ વાત કરી હતી."

"શું વાત કરી હતી ?"

"એજ તો ! નાનાભાઈ પલળ્યા છે હવે. બાઇ સાહેબનો ડંકો ઠેકાણે આવ્યો છે. શણગારો મેડી હવે, જોઇ, શું રહ્યાં છો ? જીદ્દી

માણસ ઝખમારીને આંખના પાટાને આંખની કીકી બનાવવા તૈયાર થયા છે! મોટાં ભાભી તે સાંભળીને ગાજી ઉઠયાં:—"એની મોજ આવે તેમ કરે, એમાં મ્હારે શું? મ્હેં કાંઇ અડદ બડદ તો છાંટયા નથી એ કેસર પપ્પુને કે રોકી પણ કયાં રાખ્યા છે? મ્હેં કહ્યું:- "આટલા દિવસ તો વહુનો વ સરખો કઢાતો નહિ ભાઇની આગળ. નામ સાંભળી નાકનું ટીચકું ચઢાવતા, તે ઓચીંતુ હેત કયાંથી ઉભરાઇ આવ્યું? કયા સ્નેહ સાગરની ભરતી થઇ હશે એમની હૃદય સરિતામાં? મોટાં ભાભી એ સાંભળીને ઉછળી પડયાં:—"એના કોઇ કામમાં હવે હું માથું મારવાની નથી તો—તે દિવસે કેવી મ્હને ધૂળથી ભુંડી કરી નાંખી હતી? હું કાંઇ તે સઘળું ભૂલી ગઇ નથી હોં. જેવું કરશો તેવું પામશો, અને વાવશો તેવું લણશો. હજી તો બે મહિના બળ્યા છે રજાના. એના કોઇ કામમાં કેશા ભલીવાર નથી—નર્યાડાઢા બળ્યા દવબાળુ જેવા તો છે!'

મંદા બોલી ઉઠી:—"પણ હું કાંઇ જવા બવાની નથી તો!'

"એમ કેમ?

"મ્હારે શરમાઇ શરમાઇને મરી જવું પડે."

હરિમતિ લ્હેંકા કરીને કહેવા લાગી:—"ઓહો! શું કહેવાય? જાણે મન મોંઘાં ને આપ લાડકાં! કાલા કીકી! મ્હોંડે છી ગંધાય છે ને તે વરની પાસે જતાં લજવાઈ મરે છે!! ક્યારે જાઉં ક્યારે જાઉં એમ માળા જપાતી હશે મનમાં અને ઘડીયાળના કલાકે કલાક ગણાતા હશે. હૈયામાં કાંઈ અને હોઠ પર કાંઇ—મન ગમે ને ઓચી ઠણઠણે તે આનું નામ."

મંદા બોલી:—"ના બાપા ના, એવું કાંઇ નથી. ઓરડીનો કાંટો જેને વાગે તેનેજ ચણચણે. રહેવા દો હવે તમારી ઠઠ્ઠા મશ્કરી-મ્હારા જીવને તો કાંઇ કાંઇ થાય છે."

'પહેલે દહાડે તો એમજ થાય. રોજ રોજ કાંઇ ઓછું એવું થવાનું છે ?"

"રોજ રોજ તે કાંઈ જવાતું હશે ? એમ કરીએ, તો તો ઝલાઇજ જઇએ."

"ઝલાઇ જવા સિવાય હવે છે કાંઇ બીજો ઇલાજ ? લે બોલ: કયાં સુધી શરમાયાં કરશે ?"

"એના કરતા તો મોટા ભાભીને પાછાં વીનવે, તો સારૂં થાય. એ બધું ઠીકઠાક કરશે."

વારૂ, તે તો હું કહીશ; પણ આજે તો ત્હારે ચોરી છુપકી-થીજ મળવું પડવાનું. બાંધી મુઠી લાખની. અને હૃદયની ચોરી, એ તો પ્રેમનું પહેલું પગથીઉં છે.

## દ્વિતીય પરિચ્છેદ.



"નાની ભાભી! નાની ભાભી! હજી ઘોર્યાંજ કરે છે શું બા?" પથારીમાં પડયાં પડયાં હરિમતિએ મંદાકિનીને બૂમ પાડી. ધમપછાડ કરતી મંદાકિની બેઠી થઇ, અને આળસ મરડીને પૂછવા લાગી:-"બાર વાગી ગયા?"

"અરે, બાર તો કયારનાયે થઇ ગયા; એકની તૈયારી હશે હવે તો નાના ભાઇની ઘડીઆળમાં."

"ત્હમને પણ ઉંઘ આવી ગઇ હતી કે શું?"

"ના બાપાના, આ આંખ્યોએ ઉંઘ કેવી? ઉંઘ બધી ત્હને સોંપી. મ્હારે ને ઉંઘને તો અદાવત છે. પણ આ જોની કેવું અજાુગતું છે? જેને મ્હાલવાનું છે મજામાં, ત્હેને મન નીરાંત છે, અને પાડા પડોશીને ઉજાગરા વેઠવા પડે છે!"

એમ કહી હરિમતિએ દીવો સળગાવ્યો. કબાટમાંથી એકાદ ધોએલી દેશી સાડી કાઢીને કહ્યું:-"લે બા પહેર આ." મંદા બોલી ઉઠી:-"ના ભાઇ, અત્યારે શું કામ છે એનું?"

હરિમતિ બોલી:-"જા મ્હારી બાઇ, આવું મેલું લુગડું પહેરીને તે જવાય કે?" એમ કહી, મંદાનાં લુગડાંનો છેડો પકડીને ખેંચવા લાગી. હરિમતિની આજ્ઞાને અધીન થયા વગર હવે મંદાને છૂટકોજ ન હતો.

મંદા વસ્ત્ર પહેરી રહ્યા બાદ હરિમતિ તેને કહેવા લાગી:-"લે બોલ, હવે હમારા ભાઇ વશ થાય કે નહિ? પણ જા જા હવે વખત બહુ થઇ ગયો છે, અને ભાઈ મ્હારા વાટ જોઇ રહ્યા છે." મંદાકિની એનો જવાબ મસ્કરીમાંજ વાળવા જતી હતી, પણ

હરિમતિને આવે વખતે ખીજવવી એ ઠીક નહિ એમ સમજી ખામોશ ખાઇ ગઇ. અને માત્ર આટલુંજ બોલી હુંકેથી પતાવ્યું:- "પણ એ વાટ તો જરા બતાવશો ખરાંને ?"

બારણાં ખોલી બંને જણાં બહાર નીકળ્યા. બધે નિસ્તબ્ધ શાંતિ પ્રસરી રહી હતી. આકાશને વિષે ચાંદની ચમકી રહી હતી. મંદાકિનીએ ઝાંઝર પહેર્યાં હતાં, તેનો ઝુમઝુમ અવાજ થવા લાગ્યો. એ અવાજથી ચમકીને હરિમતિ બોલી ઉઠી:-"અરે, આ શું ? કાઢી નાંખ હમણાં આ તારાં ઝાંઝર. તારી મેડીમાં કરજે નૂપુર ઝંકાર, હમણાં તો ઉલટી ફજેતી થશે."

ઝાંઝર કાઢી નાંખીને મંદા તેને કબાટમાં મુકી આવી. ત્યાર બાદ બંને જણાં દીવાનખાનાં આગળ આવી પહોંચ્યાં. છેક લગોલગ ઉભા રહી હરિમતિએ મંદાના કાનમા કહ્યું:-"બારણા ઉઘાડા રાખી મુકું છું; તું તારે હળવે રહીને સટકી આવજે." એટલું કહી પોતે પણ એની પાસેથી સટકી ગઇ. ધીરે ધીરે મંદા પોતાના વરના ઓરડા આગળ આવી પહોંચી. બારણાની તડમાથી જુએ છે, તો અંદર દીવો બળે છે. પણ અંદર પ્રવેશ કરવાની હિંમત કયાંથી લાવે ? છાતી કંપેછે થરથર, અને પગલા પડે છે પાછાં. આખરે મહા પરાણે જીવ પર જોર કરી અવાજ થાય નહિ, એવી રીતે બારણા ખોલીને અંદર ઘુસી.

જુએ છે તો ઓસીકાં પાછળ બત્તી નાખી. પતિદેવ નિદ્રાવશ થઇ રહ્યા છે.

ત્યાં આગળથી પાછાં ફરી, બારણા વાસી મંદાકિનીએ તેને સાંકળ દઇ દીધી. પછી બત્તી હોલવી નાંખી. ચાંદની ઓરડામાં પ્રવેશી હતી તે આ વખતે સ્મિત હાસ્ય કરી રહી. પતિના બીછાનામાં પતિના મુખ પર, સર્વત્ર જ્યોત્સ્ના પથરાઇ રહી. અનેક ક્ષણ લગી ઉભાં થઇ રહી, એ ઉજ્જવલ મુખચંદ્રને મંદા અનિમેષ નયને

નીહાળી રહી. મનમાં ને મનમાં ગણગણવા લાગીઃ-"આ શું મ્હારા પતિ ? વાહ કેવા કાંતિમાન છે મ્હારા કાન્ત ? "શીતળચન્દ્ર જેવું વદન કાન્તિમાન; નયન મીચી લેતું શાન્તિથી વિરામ. જાણે જઇ ભેટું એવા ઉમળકા આવે છે ! બોલું કાંઇ બોલું ત્યાં તો શરમ દબાવે છે."

ભાવનાસૃષ્ટિની સમાધિમાંથી જાગૃત થતા મંદા પાછી સ્વગત કહેવા લાગીઃ-"કેવા માણસ છે ? બીજાને બોલાવી મંગાવવાં, અને પોતે મોજથી ઘોર્યાં કરવું !"

'હવે શું કરવું' તેનો થોડીકવાર વીચાર કર્યાં કીધો. છેવટે નિશ્ચિત કર્યું કે પદસેવા કરવાને હજી સુધી હું કદી ભાગ્યશાળી થઇ નથી; તો આ પ્રથમ સુયોગ શા માટે ગુમાવવો ?

પછી પોતે સ્વામીના પગ આગળ બેસીને હાથ વતી તેમના પગ ચાંપવા લાગી. આરામ વળતાં અનાથ શરણની નિદ્રા વધારે ગાઢ બની. બારીમાથી શીતલ સુખકર દક્ષિણનો સમીર વાઈ રહ્યો હતો. આમ પદ સંવાહનમા અડધોએક કલાક પસાર થયા બાદ મંદા શ્રમિત થઇ પતિના પગ આગળ જરાક આડી પડી અને જોત જોતામાં તેને ઉંઘ આવી ગઇ.

એ વાગતાના સુમારે, નિદ્રામાથી અનાથ કાંઇક જાગૃત થયો. ચેતના પ્રાપ્ત થતાંવારને તેનું મન કાઇક અનેરી અધીરાઇથી ઉછાળા મારવા લાગ્યું. પોતે જાણે કોઈની પ્રતીક્ષા કરી રહ્યો હોય એવું એને ભાન થયું. મંદાને આજે અહિં આવવા કહ્યું હતું, એ વાતનું એને ધીરે રહીને સ્મરણ થઇ આવ્યું. જ્યાં સુધી જાગતો હતો, ત્યાં સુધી એનીજ વાટ જોઇ રહ્યો હતો. સાડા બાર સુધી મંદા-કિનીની રાહ જોઇ હતી; પછી તો હવે કાંઇ આવવાની નથી એમ ધારી નિરૂપાય થઇ સૂઈ ગયો હતો. જુની વાતોનું સ્મરણ કરતાં કરતાં તેણે પાસું ફેરવ્યું. અજાણતા પગ પડયો મંદાના પગ ઉપર. કોમલ સ્પર્શથી અનાથનાં રૂંવે રૂંવાં ઉભાં થઇ ગયાં. આમ રોમાંચ

અનુભવતાં તે અજાયબી ભર્યો બેઠો થયો. જુએ છે તો મંદાકિની નિદ્રાવશ થઇ રહી છે. જ્યોત્સ્ના તે વખતે કાંઇક આઘી સરી ગઇ હતી અને મન્દાકિનીના મુખ પર તે ફેલાઇ રહી હતી. એ સ્વર્ગીય પ્રકાશમાં અનાથ પોતાની નિદ્રાવશ નવયૌવના પત્નીને નીરખવા લાગ્યો. એનું અનુપમ લાવણ્ય કાંઇક અનેરા વેગથી એને આકર્ષવા લાગ્યું. એના બન્ને હોઠ વારાફરતી ધ્રૂજ્યાં કરતા હતા. મન્દા તે વખતે કાંઇક સ્વપ્ન અનુભવી રહી હશે! સ્ત્રીના મુખ તરફ તાકી રહી, અનાથ વિચાર વમળમા ગોથાં ખાવા લાગ્યો. વાહ! છે તો ઘણીજ સુંદર! ખરેખર નગેન્દ્ર બાલા કરતાંયે વધારે ખુબ સુરત! બે ત્રણ મિનિટ આવો ભાવ અનુભવી, તરતજ પોતાનું મ્હોં ફેરવી નાખ્યું. આંખ્યો મીચી અસ્ફુટ સ્વરે બબડવા લાગ્યો:-"હે પરમ શક્તિમાન! તમારી પતાકા જ્યારે આપો, ત્યારે તે ધારણ કરવાનું સામર્થ્ય આપજો!'

ચન્દ્રનું અજવાળું હૃદયને વિષે દુર્બલતાનો સચાર કરે છે, એમ ધારી અનાથે ઝટ કરતો દીવો સળગાવ્યો. કેરોસીનના તીવ્ર પ્રકાશથી મ્હારો મોહ દૂર થયો છે એમ મન સંગાથે નિશ્ચિત કર્યું. હાથ વતી મંદાકિનીને ઢંઢોળીને જગાડી. મન્દા જાગૃત થતાંવારને શરમની મારી અત્યંત સંકોચાવા લાગી. કેશ, પોશાખ વગેરે જથર વથર થઇ ગયાં હતાં. કશું ઠેકાણું રહ્યું નહતું. લજવાતા લજવાતાં વસ્ત્ર વગેરે ઠીકઠાક કરી, રીતસર ઘુમટો તાણી, એકવાર આડી નજરે અનાથના પ્રત્યે દૃષ્ટિપાત કરી, પાછું નીચું ઘાલ્યું.

સંભાષણની શરૂઆત કરતાં અનાથ બોલી ઉઠયો:—

"મંદાકિની!"

"નિમિષ માત્રમાં ઘુમટાની અંદરથી મ્હોં કાઢી મંદાએ અનાથના પ્રત્યે દૃષ્ટિપાત કરી આંખો પાછી નીચી નમાવી દીધી.

"મંદાકિની, આજે ત્હને કેમ અહિં બોલાવી છે, તેની ખબર છે ?"

મંદાએ ડોકું ધૂણાવી કહ્યું:—"ના, તે હું જાણતી નથી."

અનાથ બોલ્યો:—"ત્યારે સાંભળ. મ્હારી સાથે ત્હારે કલકત્તા જવાનું છે; આવી શકાશે ?"

મંદાએ કશો ઉત્તર આપ્યો નહિ. અનાથ બોલ્યો:—

"લે બોલ, આવી શકાશે કે ?"

ઘણાજ મૃદુસ્વરે મંદાએ કહ્યું:—"મ્હને જે જગ્યાએ લઇ જશો ત્યાં હું આવીશ."

"મ્હારાં માબાપ ન જાણે એમ; લે બોલ, આવી શકીશ ખરી ?"

આ વખતે મંદા નિરૂત્તર રહી. અનાથ કહેવા લાગ્યો:—"એમ નહિ ચાલે; બરાબર વાત કર અત્યારે શરમાવાનો વખત નથી; લે બોલ, આવી શકાશે ખરૂં ?"

મંદાએ પ્રત્યુત્તર વાળ્યો:—"માબાપના અજાણતા શું કરવા ? તેમની સંમતિ લ્યોને; હવે તો બધાજ બૈરીને લઇને પરદેશ જાય છે."

"વિપિન કાકાની આગળ ફક્ત મ્હેં એ વાત કાઢી હતી. પિતાજીનો અભિપ્રાય તદ્દન જૂદો છે. એતો કહે છે કે:-"એની મતિ ગતિમાં અત્યારે સ્થિરતા કેવી ? આજ કાલના જુવાનીયા તો જે ધુન પકડી તે પકડી. નાદાનીથી પોતાનોજ કકકો ખરો કરવા મથવાના. મ્હારા ઘરની વહુવારૂઓને બુટ મોજાં પહેરાવીને બ્રહ્મ સમાજમાં લઇ જાય, એ હું કદાપિ મ્હારા જીવતાં લઈ ચલાવું નહિ."

"ત્યારે ત્હમે શું ખરેખર મ્હને બ્રાહ્મ સમાજમાં લઇ જશો એમ ?"

"આપણે બન્ને જણાં પવિત્ર બ્રાહ્મ ધર્મની દીક્ષા લઇશું."

મન્દાને આમાં પતિનો પ્રમાદ લાગ્યો. આવું અનુચિત કથન તેને મન અક્ષન્તવ્ય ભાસ્યું. તરતજ તે બોલી ઉઠી:-"હું તો



ઠાકોરજીની મુર્ત્તિને માનું છું; મ્હારે શું કામ બ્રહ્મ સમાજી થવું જોઇએ ?"

એકદમ ગંભીર મુખમુદ્રા ધારણ કરી, અનાથ ગાજી ઉઠયો:—"એ બધી માન્યતા ત્હારે તજી દેવી પડશે. એ સર્વ મિથ્યા ભ્રમ છે. હું કાંઇ અમસ્થો એક ઇશ્વરને માનતો હઇશ ?"

"ત્હમે તો ભણેલા ગણેલા છો; હમને કાંઈ એવી બુદ્ધિ હોય છે ?"

"ત્હને પણ ભણાવી ગણાવી પાવરધી બનાવી દઇશ; કલકત્તે જઇને એ સર્વ બંદોબસ્ત કરી દઇશું; કેમ, મહિલા વિદ્યાલયમાં ભરતી કરીશુંને ?"

મંદાકિનીએ ડોકું ધુણાવીને પ્રત્યુત્તર વાળ્યો:—"મ્હારે જે કાંઈ શીખવા કરવાનું હશે, તે હું આપની પાસેથીજ શીખીશ. આવડી મોટી ઉમ્મરે કાંઇ મ્હારાથી નિશાળે જવાય ખરૂં કે ?"

કેટલીકવાર સુધી મૌન રહી અનાથ બોલી ઉઠયો:—"તું સમજી નથી હજી મ્હારો આશય. આપણે બન્ને કાંઇ સાથે નથી રહેવાના એક મકાનમા."

મંદાકિનીએ અજાયબ થઇ પ્રશ્ન કર્યો:—

"ત્યારે મ્હારે કયા રહેવું પડશે ?"

"એજ વિદ્યાલયમાં; સ્ત્રીઓને અભ્યાસ કરવાનો, તેમજ રહેવા કરવાના વગેરે સર્વ બંદોબસ્ત ત્યા હોય છે.

મંદાએ સ્થિર સ્વરે કહ્યું:—"ત્યારે તો હું આવીશ નહિ."

અનાથે જોયું કે રોગનાં સ્થાનની તો ચિકિત્સા થતી નથી. સઘળી વાતનો બરાબર ખુલાસો કરી દેવો જોઇએ. એમ ધારીને તે કહેવા લાગ્યો:—"આટલા દિવસ લગી મ્હેં ત્હને મ્હારાથી આઘીને આઘી કેમ રાખી છે, તે વિષે ત્હેં કાંઇ સાંભળ્યું છે ? "

મંદા બોલી:—"સાંભળ્યું તો છે, પણ કશુંયે સમજી શકી નથી."

"લે ત્યારે હુંજ ત્હને બરાબર સમજાવું. પહેલું તો એ કે, આપણાં લગ્ન પ્રણયના પરિણામ તરીકે થયાં નથી. બીજું કારણ એ છે, કે એ લગ્નનો વિધિ પૌત્તલિક (મૂર્તિને માનનારા જૂના ધર્મ) મતાનુસાર થયો છે. એ બન્ને કારણોને લીધે એ લગ્નને હું આદર્શ લગ્ન તરીકે સ્વીકારી શકતો નથી. સંક્ષેપમાં કહીએ, તો તું મ્હારે મન પત્ની નથી, બ્હેન જેવી છે. લે બોલ, હવે સમજ પડી, ?"

"ના."

"ત્યારે એક વાત હું ખાસ ભાર દઇને ત્હને જાહેર કરૂં છું. હું તને ચાહતો નથી."

મંદા બોલી:—"તે તો હું જોઇજ શકું છું"

"હું એક બીજી વ્યકિતને ચાહું છું

"ત્યારે મ્હને કલકત્તા લઇ જઇને શું કરશો. ?"

"જો મંદા ! હું તને ચાહ્યા વગર પરણી બેઠો છું, તેથીજ ત્હારા પ્રત્યે આવો અત્યાચાર કરવો પડ્યો. પણ એ ઉપરાંત હવે ત્હારૂં ભાવી જીવન નિષ્ફલ કરી હું ત્હારો સર્વનાશ કરવા માગતો નથી. આપણે બન્ને જણાએ બ્રાહ્મધર્મનો સ્વીકાર કર્યા બાદ, આપણે છુટા થઇ જઇશું લગ્ન બંધનની ઝુંસરીમાથી. એ વખતે તું સ્વતંત્ર થઇ શકીશ, એટલે ત્હને પસંદ પડે તેવા પતિને પરણી શકીશ. એટલા માટેજ કલકત્તા ગયા પછી આપણે સાથે રહી શકીશું નહિ. બધી વાત હવે તો બરાબર સમજાઇને ?"

મન્દાકિનીએ પાછું ઘુમટામાં મ્હો સંતાડી દીધું. કશોય સવાલ જવાબ કર્યો નહિ. પત્થરના પુતળાની પેઠે બેસી રહી. થોડી વાર પછી અનાથના જાણવામાં આવ્યું કે, મન્દા રૂદન કરે છે. આથી એના પોતાના જીવને પણ કલેશ થતો હોય એવો અનાથને અનુભવ થયો. મંદાના મુખ પરનું આવરણ દૂર કરી, ત્હેની બન્ને આંખ્યો લુછી નાંખવાનું એને મન થયું. પરંતુ તીવ્ર કર્ત્તવ્ય જ્ઞાને એને તેમ

કરતા અટકાવ્યો. રાત્રીના સમયે, નિર્જન સ્થાનમાં, યુવતીના અંગનો સ્પર્શ એ એને નીતિ વિરૂદ્ધ લાગ્યું. એથી માત્ર એટલુંજ બોલ્યો:- " મંદા! કેમ રડે છે શું કરવા? હું તારા કલ્યાણને ખાતર તો આમ કહું છું. પરંતુ મંદા બોલી પણ નહિ, અને ત્હેનું રૂદન પણ થંભ્યું નહિ.

અનાથે બૂમ પાડી:—"મંદા!' આ વખત એનો અવાજ કાંઇક કઠોર અને આજ્ઞા સૂચક હતો. તે સાંભળીને મંદા છાતી ફાટ રૂદન કરવા લાગી.

અનાથ વિસ્મત થઇ વિચારમાં પડી ગયો—"આ વાતમાં મંદાને આટલું બધું કષ્ટ અને ક્લેશ શા માટે? ભાવી પરિત્રાણનો આનંદ કેમ અનુભવતી નથી? છુટાપણામાં છુટથી મ્હાલવાનું શું કોઇને કડવું લાગી શકે ખરૂં? હું એને ચાહતો નથી--ચાહી શકું તેમ નથી—તે પણ એ જાણે છે; લગ્ન બંધન રદ થાય, તો તો એ ખરેખર સુખી થઈ શકે તેમ છે. તેમ છતાં આ વાતમાં એને આટલો બધો સંતાપ કેમ થાય છે? ત્યારે શું એ મ્હને ચ્હાય છે?"

એ સમયે ઘડીઆળમાં ટંટં કરીને ત્રણનો ટકોરો થયો. મંદા બેઠી થઇ બોલી ઉઠી:—"હું જાઉં છું."

અનાથે મંદાનો સ્પર્શ કર્યો. ત્હેના હાથ પોતાના હાથમાં પકડી લીધા—તેમ રહેવા દઇને કહેવા લાગ્યો:—

"ત્હારા દીલની વાત મ્હને ખુલ્લા દીલથી કહે, મંદા!"

મંદાએ કમ્પિતસ્વરે ઉત્તર દીધો!—" મ્હારૂં માથું અત્યારે ઠીક નથી."

"ત્યારે કાલે આવજે, અવાશેને?

"જોઇશ

"ના જોઇશબોઇશ નહિ મંદા, કાલે નક્કી આવજે.

અનાથના કંઠસ્વરને વિષે કાંઇક આગ્રહ ધ્વનિત થયો.

મંદાએ કહ્યું:—"સારૂં. એમ કહી તે બહાર જતી રહી.

# તીય પરિચ્છેદ.



બીજે દિવસે અનાથ જ્યારે નિદ્રામાંથી જાગૃત થયો, ત્યારે દહાડો ઘણો ચઢી ગયો હતો. મંદાકિનીની અશ્રુપૂર્ણ આંખ્યોનો ચીતાર સહુથી પહેલો તેના મનમાં ખડો થયો. "મૃદુતા લલના હૃદયે વસતી, પ્રતિ અશ્રુ વિષે થતી મૂર્તિમતી." ગુર્જર કવિનું એ કથન બેશક આવા પ્રસંગેજ અનુભવગમ્ય થાય છે. અનાથ ઉઠીને બેઠો થયો. આસપાસ નજર કરે છે, તો એકાદ સોનાનું એરીંગ પથારીમાં પડી રહ્યું છે. હાંફળા હાંફળા તેને ઉંચકી લઇ અનાથે બોકસમાં મુકી દીધું.

દરરોજ સ્હવારના એ સંગીત તથા ઉપાસના કરતો. કદી પણ પણ એમાં પ્રમાદ સેવતો નહિ. પરંતુ આજે એમાંનું કશું થઇ શક્યું નહિ. આજે એનું મન ઘણુંજ બ્હાવરૂં બેબાકળું બની ગયું હતું.

મનની વ્યથા શમાવવા, ગામ બહાર નદી કિનારે જઇ, અનાથ ત્યાં લટાર મારવા લાગ્યો. શૂન્ય દૃષ્ટિથી ચોતરફ જોઈ રહ્યો હતો, તેવામાં વાડીનો ગણોતીયો મકન એના તરફ એકકેશ્વાસે ધસ્યો ધસ્યો આવતો એના જોવામાં આવ્યો.

અનાથના મનમાં ઓચીંતી ફાળ પડી, કે શું થયું હશે? મ્હને તેડવા તો એ નહિ આવતો હોય! મંદાકિનીને તો કાંઇ થયું નહિ હોય? અથવા તો નિરાશાની મારી એ કાંઇ કરી બેઠી તો નહિ હોય!

મકન ખેડુત પાસે આવતાં અનાથે જોયું કે તે ડુસકાં ભરે છે. એકદમ પ્રશ્ન કર્યો:—"કેમ અલ્યા મકન! આમ કેમ! શું થયું?"

મકન રડતો રડતો કહેવા લાગ્યોઃ—"અરે બાપલીયા ! સર્વ નાશ થવા બેઠો છે. ભુવાને તેડવા જાઉં છું. ડંખ ભારી તો."

ભારી ડંખ એટલેજ સાપનો ડંખ. અનાથના તો હાજાંજ ગગડી ગયાં. મંદાકિનીનેજ સાપ કરડ્યો હોવો જોઇએ. એ ભયંકર અનુમાનથી તેના મ્હોંડાનું નૂર સુદ્ધાં ઉડી ગયું ! મકન તે વખતે ક્યાંનો ક્યાં નીકળી ગયો હતો. એટલે શંકાનું સમાધાન થવું અશક્ય હતું.

અનાથ તેજ ક્ષણે ઘર તરફ પાછો ફર્યો. પહેલાં પગલાં બહુ ધીમાં પડતાં હતાં; ધીરે રહીને ઝડપ વધારી અને પછી તો ફાળ ભર્યો ફલંગ મારતો દોડવા લાગ્યો.

બહારના દરવાજામાં થઇને બગીચામાં ચકરાવો લીધા વગર ઘર તરફ જવાતું નહિ. બગીચામાં દાખલ થઇ જરાક આગળ જતાં હરિમતિ અને મંદાકિનીને તેહેણે સામેથી આવતાં દીઠાં. પુષ્કરિણીમાં સ્નાન કરવાને નણંદ ભોજાઇ નીકળી પડ્યાં હતાં. એમને જોઇને અનાથના જીવમાં જીવ આવ્યો. બન્નેનાં માથાં ખુલ્લાં હતાં. મંદાકિનીનું મ્હોં ઉદાસ અને ગમગીન જણાતું હતું, હરિમતિની આંખો આશ્ચર્યમાં ગરક થઇ ગઇ હતી. ક્યાં સુધી તો અનાથ એ લોકોના જોવામા આવ્યો નહિ. છેક પાસે આવ્યાં ત્યારે ભાઇ સાહેબને દીઠા. મંદાએ ચમકીને લાજ કાઢી. હરિમતિ અનાથના તરફ ભેદ ભર્યું હાસ્ય હસવા લાગી. આંખોના પલકારા વડે સૂચવવા લાગી–જાણું છું તમારૂં બધું પરાક્રમ ! અનાથે પ્રશ્ન કર્યોઃ—"હરિ, સાપ કોને કરડ્યો છે ?" હરિમતિ વિસ્મય પામીને ઉલટું સામું પૂછવા લાગીઃ—"સાપ કરડ્યો છે ? ક્યાં ? કોને ? તે તો હું જાણતી નથી."

ઘેર આવતાં વારને અનાથને ખબર પડી કે મકનની વહુને સાપ કરડ્યો છે. તેવોજ તે મકનના ઘર તરફ જવાને નીકળી પડ્યો.

ં આલીને જુએ છે તો ઘણા લોકો ભેગા થયા છે; ભુવાઓ ચાર

સાદે મંત્ર ભણી રહ્યા છે. પરંતુ કોઇ પણ ઉપચારથી બાઇ બચતી નથી. મકન ઘેર આવ્યો. ત્યારે તો બધું પતી ગયું હતું.

પછી તો પૂછવુંજ શું? પાંચ વર્ષના બાળકની પેઠે મકને જમીન પર આળોટવા માંડયું. પત્થરને પણ પીગળાવે તેવાં એના છાતીફાટ રૂદનથી બધે હાહાકાર વર્તી ગયો. બોર બોર જેવડા આંસુ પાડતા બધાજ ત્યાં આગળથી જતા રહેવા લાગ્યા. અનાથ પણ આંસુ લુછતો લુછતો ઘેર ગયો. આખે રસ્તે એકજ વાત એના મનમાં ઘોળાયાં કરવા લાગી. એક સંસ્કારહીન અભણ ખેડુતના હૃદય વિષે શું આટલો બધો પ્રેમ સંભવી શકે? હેમન્ત કુમારને જો અહિં બોલાવીએ તો આ કરૂણ દૃશ્ય એ પણ નજરે નજર જોઇ શકે. કેમકે, એ તો હંમેશાં એમજ કહ્યાં કરે છે કે પ્રણયના પ્રથમ સંસ્કાર વિનાનાં કેવળ મંત્રનાં પટપટારાવાળા લગ્નમાં પ્રેમને સ્થાનજ નથી.

ઘેર પહોંચતા વારને જુએ છે તો હેમન્ત કુમારનો પત્ર આવ્યો છે.

સત્ય મેવ જયતે.

કલકત્તા.
તા૦ ૧૭ મી જેઠ, સોમવાર.

પ્રિય ભ્રાત:

ગઇ કાલે તમને જે પત્ર લખ્યો છે, તે મળ્યો હશેજ. આજે વળી એક ખુશખબર છે. કાન્તપૂરના રાજા શ્રીયુકત રસિકરંજન બહાદૂરને એમના પુત્રને સારૂ એક શિક્ષક જોઇએ છે. બપોરના બે કલાક શીખવવું પડશે. ૫૦) રૂપીયા સુધી વેતન આપી શકશે. એ વાતની ખબર પડતાં વાર હું એમને રૂબરૂ મળી આવ્યો છું. તમને એ કામ સોંપવાને એ ઘણા ખુશી છે. પરંતુ જેમ બને આમ, તો તમારે એકજ અઠવાડીયાંની અંદર હાજર થવું

પડે. એથી આ પત્ર દેખત તુરત ત્હમે પહેલાંની ગોઠવણુ મુજબ મંદાકિનીને લઇને ચાલ્યા આવો. ત્હમારો પત્ર મળશે કે તરતજ હું એમને માટે મહિલા વિદ્યાલયમાં સઘળો બંદોબસ્ત કરી રાખીશ.

દરેક મુલાકાત દરમ્યાન નગેન્દ્રબાલા ત્હમારા ખબરઅંતર પૂછ્યાં કરે છે. ત્હમારા પ્રત્યેનો એનો પ્રેમ ઉત્તરોત્તર વૃદ્ધિંગત થતો જાય છે, એમાં કોઈ પ્રકારનો સંદેહ નથી. મંદાકિની બ્હેનને લઇ આવવા સંબંધી જરાયે સંકોચ કે શંકા રાખશો નહિ. કાંઇ પણ વિઘ્ન વચમાં આવી પડે, તો સ્મરણ કરજો આ વાતનું કે પૃથ્વી પરનાં ઘણાં ખરાં શુભ કાર્યો વિપત્તિની વસમી વાટ વટાવ્યાથીજ પાર પડયાં છે. ઇસુ ખ્રિસ્તે પોતાના ધર્મનો પ્રચાર કરવાને કાજે આત્મબલિદાન આપતાંયે પાછી પાની કરી નહતી. સર્વમંગલ વિધાતા ત્હમને સહાય થાઓ.

ભવદીય

**શ્રી હેમન્ત કુમારસિંહ.**

હેમન્તકુમારના પત્રનો કશોય પ્રત્યુત્તર આપ્યો નહિ. એની આંખ આગળથી મન્દાકિનીની મૂર્ત્તિ ખસતી ન હતી. ખાસ કરીને મંદાની આંસુ ભરી આંખ્યોએ એના હૃદયમાં કાંઇક અજબ છાપ પાડી દીધી હતી. એની સંમતિ તો નથીજ, પણ ઉલટું આવું ભયંકર દુઃખ થાય છે એને. ત્યારે એને કલકત્તા કેમ કરીને લઇ જવાશે.?

આજે સ્હવારે મકન ગણોતીયાની ધમપછાડ જોઇને એના પોતાના સિદ્ધાંત તથા મતાગ્રહને જબરો ધોકો પહોંચ્યો હતો. એશ.. મંદાકિની મ્હને ચાહતીજ હોવી જોઇએ, તેથીજ લગ્ન બંધનને રદ કરવાની વાત માત્રથીજ એને આટલું બધું દુઃખ ઉપજ્યું છે. લગ્ન પહેલાં પ્રણય સંચાર નહિ હોય, તો પછીથી થવાનો સંભવ નથી, એ સિદ્ધાંતની સ્થિરતાના સંબંધમાં અનાથના મનમાં ભારે સંશય ઉપસ્થિત થયો છે. સાંજુકા પહોરના નાનકડા બગીચામાં અનાથની

પાસે આવીને એના હાથમાં એક પાકીટ આપ્યું અને ત્યાં આગળથી સટકી ગયો. પાકીટ કાળજી પૂર્વક બંધ કરેલું હતું, અંદર એક ચીઠ્ઠી હતી, પરંતુ તેના પર શીરનામું કર્યું ન હતું. અનાથે પાકીટ ફાડીને તેમાંથી ચીઠ્ઠી કાઢીને નીચે પ્રમાણે વાંચવા માંડીઃ—

"પ્રિયતમેષુઃ—

તમે મ્હને જ્યાં લઇ જશો, ત્યાં આવવા તૈયાર છું. જે દિવસે, જે સમયે કહેશો, તેજ ક્ષણે હું ત્હમારી સહચરિણી થઇ સાથે સંચરીશ. આજે રાતના મ્હારાથી મળી શકાશે નહિ.

ચરણાશ્રિતા દાસી,
**શ્રીમતિ મંદાકિની દેવી."**

આવો પત્ર મળતાં અનાથ ઘણોજ વિસ્મિત થયો. આવવા તૈયાર? વિવાહ બંધન રદ કરતાં શું હવે દુઃખ નહિ ઉપજે?

કેટલીક લીટીઓ અનાથે વારંવાર વાંચ્યા કીધી. દુઃખ ઉપજતું નથી, ત્યારે તો એ મ્હને ચાહતી નથી. અને લખ્યું છે આ પ્રમાણે "પ્રિયતમેષુ"—"ચરણાશ્રિતા દાસી"-એનો અર્થ શો હોવો જોઇએ! ક્યાં સુધી વિચાર વિમળમાં ગોથાં ખાઇ, આખરે સ્થિર કર્યું કે એ તો સભ્યતાની પ્રથા પડી ગઈ છે એવું લખવાની. શિષ્ટાચારની સફાઈ સિવાય બીજો કાંઇ પણ એનો અર્થ હોઈ શકે નહિ. પરંતુ એવો મત સ્વીકારતાં એના જીવને અજબ અકળામણ થવા લાગી. પરંતુ તે ક્ષણિકજ નીવડી. જીવ પર જોર રાખી, કાળજું કઠણ કરી, તે કાંઇક આમ પોતાનું મન મનવવા લાગ્યોઃ-જા જીવ, એ ત્હને ચ્હાય અગર ન ચ્હાય, એમાં ત્હારે શું? નગેન્દ્ર બાલાની માનસિક પ્રતિમાને તે પોતાનાં હૈયાં સાથે ઉલટ ભેર ચાંપવા લાગ્યો. અને તાબડતોબ નિશ્ચય થઇ ગયો કે, હવે એક દિવસનો પણ વિલંબ કરવો નકામો છે. આવતી કાલેજ મંદાકિનીને લઇને કલકત્તા ઉપડી

જવું. રાત્રે એકાદ વાગતાને સમયે કુચ કરીશું. અહિંથી રતનપુર બે કોસજ થાય છે; ત્યાં સુધી ચાલતા જઇશું તારકેશ્વરને રસ્તે થઇને જતાં આઠ કોસ થાય છે, અને પાંડુયાથી જતાં અગીયાર કોસ થાય છે; પરંતુ પાંડુયા થઇને જવુંજ વધારે બ્હેતર છે. ગામના લોકોની નજરે પડવાનો ભય રહેશે નહિ. જરાક આઘું પડશે, કાંઇક વિલંબ પણ થશે, પરંતુ તેથી શું? આમ વિચારમાળાના મણકા ફેરવવામાં આખી રાત ઉંઘાયું નહિ. ભવિષ્ય સંબંધી વ્યવસ્થાની ગડમથલ કરવામાં એનું મગજ હદ ઉપરાંત ઉકળી ગયું હતું. બીજે દિવસે સ્હવારના ઉઠતાં વારને મન્દાકિનીને ત્હેણે નીચે મુજબ લખી જણાવ્યું:—

"પ્રિય ભગિની,

આજે રાત્રે એકાદ વાગતાને સુમારે યાત્રા કરવાની છે. એ સમયે તું મ્હારા રૂમમાં આવી પહોંચજે. સાથે સર સામાનમા એકાદ વસ્ત્ર સિવાય બીજું કશું લેવાની જરૂર નથી.

"શ્રી અનાથશરણ બન્દોપાધ્યાય."

રાત્રે એક વાગતાને સુમારે, પત્નીને લઇને, અનાથ પલાયન કરી ગયો.





# ચતુર્થ પરિચ્છેદ.



બપ્પોરના બાર વાગતાને સુમારે જ્યારે પાંડુયાના બજારમાં અનાથશરણ અને મંદાકિની બળદ ગાડામાંથી ઉતર્યાં, ત્યારે તાપ તો કહે કે મ્હારૂં કામ! સારીય સૃષ્ટિ સળગી રહી હતી સુર્યનાં અંગાર વરસાવનારાં કીરણોથી. એ દંપતી પણ પરસેવે પરસેવે નાહી ગયાં હતાં. ગાડી ભાડું ચુકવી, અનાથ હાંફળો ફાંફળો ઘુસ્યો એક દુકાનમાં. દુકાનદારે વિનય નમ્ર ભાવથી સુજની બીછાવી, એને તેના પર બેસાડી સારો આવકાર આપ્યો. એકાદ બાઇ ત્યાં આવી મંદાકિનીને એલાહેદા અંતઃપુરમાં લઇ ગઈ.

તે અંતઃપુરવાળા ખંડની પાછળ એક ઓટલો હતો. ઓટલા આગળ એક વિશાળ જલાશય (તલાવડી જેવું) હતું. પાણી ઘણું નિર્મળ હતું અને મંદાકિની પણ ઉકળાટથી અધમોઈ થઇ ગઇ હતી. તરસથી ગળે કાચકી બાઝી ગઈ હતી. બાઇને સોદો લાવવા બજાર મોકલી, મંદાકિની સ્નાન કરવા નીચે ઉતરી. આરામ લેવાની વાત તો દૂર રહી, પરંતુ શરીર પરનો પરસેવો સુદ્ધાં લુછ્યા વગર મંદા પાણીમાંજ પડી રહી. અડધા એક કલાક પછી દાસી જ્યારે પાછી આવી ત્યારે ધાડાધાડ કરતી તે બહાર નીકળી, ઝટઝટ શરીર લુછી નાંખ્યું અને એકદમ સ્વયંપાકની શરૂઆત કરી દીધી. એ લપલપાટ ભર્યાં લપૂડાપણાંનો લતીજો પણ તૈયાર હતો લ્હાણીમાં. રસોઇનું કામ ખલાસ થતાં પહેલાંજ મંદાને ભેટયા તાપીદાસભાઇ અને બાઇ પડયાં લાસ જેવાં થઇને!

અનાથ નાહી ધોઇને સ્ટેશન ઉપડયો—ગાડીના વખતની ખબર કાઢવાને તથા હેમન્તકુમારને તાર કરવાને. પાછો ફરી ઘેર આવી જુએ છે, તો આ સ્થિતિ છે. મંદાના શરીર પર હાથ મુકતાં આંગળાં

દાઝે એવું ત્હેનું શરીર ધગધગી રહ્યું છે. આંખ્યો નરી કરેણાં જેવી લાલચોળ થઇ રહી છે. ટાઢનો કણુકણો ખસતો નથી શરીરમાંથી, અને આખું શરીર ધ્રુજી રહ્યું છે. પાસે નથી કાંઈ બીછાનું, તકીયો કે પાથરવાને ઝાઝાં વસ્ત્ર. એવી હાલતમાં બીચારી ભોંય પર સુએ નહિં તો જાય કયાં? અનાથ બોલી ઉઠયોઃ—"આમ તે કાંઈ સુઇ રહેવાય? હમણાં બ.ઇને ત્હારે માટે કાંઇ પાથરવાનું લઇ આવું છું."

મંદા કહેવા લાગીઃ—"તમે એક વાર જમી લ્યો. હું તમને ભાત વગેરે પીરસી દઉં, પછી હું મ્હારે નીરાંતે સુઇશ."

અનાથ બોલ્યોઃ—"જા જા મૂર્ખી! આ કાંઇ ભાત પીરસવાનો વખત છે? ત્હારા શરીરની આ સ્થિતિ છે, અને મ્હારા મ્હોંમાં કોળીયો કેમ કરીને પેસે?"

મંદા ધ્રુજતી ધ્રૂજતી કહેવા લાગીઃ—"આ સ્થિતિ છે એટલે? તેથી શું ત્હમારે ભૂખ્યાં રહેવાનું, એમ? બે દિવસની હાડમારીમાં તો ત્હમે સૂકાઇને અડધા થઇ ગયા છો."

વરવેલી વનિતાનાં આ વ્હાલસોયાં સવાસલાંને લેશ માત્ર પણ લેખવ્યા વગર અનાથ દોડી આવ્યો દુકાનદાર પાસે. એકાદ તકીયો, અને બે ત્રણ કામળા ત્હેની પાસેથી માંગી લીધા અને ઝટ કરતો આવ્યો મંદાની તહેનાતમાં. બીછાનું બરાબર બનાવી મંદાને કહ્યું:- "હવે સૂઇ જા અહિં." મંદાએ જવાબ દીધોઃ—"એવું નહિ, પહેલાં જમી લ્યો તમે, પછી હું સૂઉં."

અનાથે તે સાંભળ્યું ન સાંભળ્યું કરી મંદાને સૂવાડી દીધી. બીછાનામાં સૂતાં સૂતા મંદાએ ફરી બે ત્રણ વાર આગ્રહ કર્યોઃ— "હું ત્હમને ભાત મુકું તે જમી લ્યો એકવાર. ઠંડો થઇ જશે, તો પછી ભાવશે નહિ, હાં!" પરંતુ ઝાઝી જીદ કરવાની શક્તિ ત્હેનામાં રહી નહતી; જોતજોતામાં ત્હેની આંખો ઘેરાવા લાગી, અને થોડીવારમાં બીલકુલ બેહોશ થઇ ગઇ.

* * × *

ત્રણ દિવસ પછી મંદાને જ્યારે ભાન આવ્યું, ત્યારે આંખો ખોલીને જુએ છે, તો બીછાના પાસે વરરાજા વિરાજમાન થઇ રહ્યા છે.

અનાથે પ્રશ્ન કર્યો:—"મંદા ! કેમ છે હવે ?"

મંદાએ પ્રત્યુત્તર આપ્યો:–"સારૂં છે, પણ ત્હમે ભાત ખાધો ?" એટલું કહી આસપાસ દૃષ્ટિ ફેરવીને જુએ છે, તો તે દુકાનને ઠેકાણે સુંદર મહેલ જણાય છે; પલંગ પર પોતે શયન કરી રહી છે. તરતજ પૂછવા લાગી:—"આ હું શું જોઉં છું ? હું ક્યાં આવી છું ?"

અનાથ બોલી ઉઠયો:—"મંદા ! વિશેષ શું કહું ત્હને ? અહિં આવ્યાને ત્રણ દિવસ થયા આપણને; અહિંના જાગીરદારનું મકાન છે આ."

મંદાએ કહ્યું.–"ઓહો ! ત્રણ દિવસ ?"

"હા, મંદા ! ત્રણ દિવસ લગી પાટીયા જેવી થઇને તું પડી રહી હતી. હજીયે ત્હને જીવાડી શકું છું, તો તો સઘળું સાર્થક થાય છે, આ જીવતર સફળ થાય છે."

ક્ષણભર મૌન રહી અત્યન્ત ધીમા અવાજે મંદા બોલી:—"એક વાત કહેવાની છે ત્હમને."

અનાથ બોલી ઉઠયો:—"શું છે, મંદા ?"

"જીવાડશો નહિ મ્હને."

આ શબ્દો સાંભળતાવારને અનાથની આંખમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. તે કહેવા લાગ્યો:—"છટ મંદા ! કેવી વાત કરે છે તું ? આમ ઘેલાં ન કાઢ, ત્હને કાંઇ થવાનું નથી; જરૂર આરામ થઇ જશે." મંદાના બન્નેય હોઠ ધ્રૂજી ઉઠયા. આંખમાં આંસુ લાવીને અનાથની સામું એકકી ટસે જોઈ રહી. ત્યાર બાદ કહેવા લાગી:— "શું કરવા જીવાડો છો મ્હને ? મ્હને મ્હારે જવા દો."

અનાથ બોલી ઉઠ્યો:—"ના, મંદા! આવું ન બોલ; હું ત્હને કેમ જવા દઇ શકું? ત્હારા વગર મ્હારૂં શું થાય?"

"મ્હારૂં ત્હમારે શું કામ છે?"

"બધું બહુ કામ છે, હું ચાહીશ ત્હને—હૃદય મંદિરની અધિષ્ઠાત્રી બનાવીશ."

મંદવાડથી દુબળા પડી ગએલા મગજથી ચિન્તાનો બોજો હવે ઝાઝીવાર સ્હેવાયો નહિ. આંખો મીચી મંદા પાછી ઘેનમાં પડી ગઈ.

થોડીવાર પછી ડાકટર સાહેબ આવી પહોંચ્યા. અનાથે ત્હેમને પ્રસન્નવદને નમસ્કાર કરીને કહ્યું:-"બપોરનાં ઓસડની અસર સારી થઇ છે; ભાન આવ્યું છે. હમણાંજ થોડીવાર પર વાત કરી હતી."

ડાકટર સાહેબ બોલ્યા:-"ત્યારે હવે કાંઇ ફીકર જેવુ નથી; આ તાવને તો બે દીવસમાં હઠાવી દઇશું. પરંતુ આપને બહુ ત્રાસ વેઠવો પડ્યો. ત્રણ ત્રણ દિવસ થયા દાતે અન્નનો દાણો સરખો અડકાડ્યા વગર, ઉંધ ઉજાગરા વેઠીને આપ ખડેપગે તહેનાત ઉઠાવી રહ્યા છો. આપના જેવા પત્નીપ્રેમીપતિ ( Uxorious husbands ) ઘણાજ થોડા જોવામાં આવ્યા છે"

અનાથ મનમાને મનમાં ગણગણ્યો:-'હાસ્તો હા. ઘણાજ થોડા હોવા જોઇએ!' પ્રકાશ્યમાં કહેવા લાગ્યો:—"એ મ્હારી પત્ની એટલે સ્વાભાવિક રીત્યેજ હું એમ કરૂં; પરંતુ આપે જે સહૃદયતાનો પરિચય કરાવ્યો છે, તેનું વર્ણન થઇ શકે તેમ નથી."

ડોકટર સાહેબ આત્મ પ્રશંસાથી સંકોચ પામતા કહેવા લાગ્યા:-"મ્હેં વિશેષ શું કર્યું છે? જે કર્યું છે તે તો મ્હારા પેટને ખાતર, આજીવિકાને અંગે કર્યું છે."

"આપે જો પેલા શેઠને એમનું મકાન ખોલી આપવાની સીફારસ કરી નહિ હત, તો દુકાનની અંધારી ઓરડીમાં કાંબળી પર સૂતાં સૂતાં મ્હારી સ્ત્રીના કીદાડના રામ રમી ગયા હત."

ડાક્ટર સાહેબે એ વાત ઉડાવી દઇ, બીજી વાતો કરવા માંડી. ત્યાર બાદ ઓસડ પથ્ય વગેરે સંબંધી યોગ્ય ખુલાસો કરી, પોતે ત્યાં આગળથી રજા લઈ વિદાય થયા.

તે દિવસે રાતના દશેક વાગતાને સુમારે મંદાનો તાવ નરમ પડયો. સારી રાતભર હેને સારી ઉંઘ આવી. અનાથ પણ ઘણે દહાડે હેની પડખે સૂઇ ગાઢ નિદ્રા લઇ શકયો.



## પંચમ પરિચ્છેદ.



સ્હવારે જ્યારે ડાક્ટર સાહેબ આવ્યા, ત્યારે હેમને જોઇને મંદાએ ઝટ કરતું માથે ઓઢી દીધું. તાવ ઉતરી ગયો છે, એવું સાંભળવામાં આવતાં, ડાક્ટર સાહેબ અત્યંત ખુશ થતા થતા કહેવા લાગ્યાઃ—"ચાલો, હવે કાંઇ ભય જેવું નથી; પણ જેમ બને તેમ એમને પ્રફુલ્લિત રાખવાની જરૂર છે."

ડાક્ટર સાહેબના ગયા બાદ અનાથે રોજના નિયમ પ્રમાણે મંદાને ઓસડ તથા આર્પ્સ ફૂટસ આદિ પથ્યનું સેવન કરાવ્યું. ત્યાર બાદ બન્ને જણાં ઘણે દહાડે વાતે વળગ્યાં.

મંદા બોલીઃ—"આટલા દિવસ ખાવાની વ્યવસ્થા શું કરી હતી?"

"ડાક્ટર સાહેબને ત્યાંથી રસોઇ આવતી."

"ત્યારે મ્હોં કેમ હમારૂં આવું ફીકકું પડી ગયું છે? સુકાઇને નર્યા કાષ્ઠ જેવા થઇ ગયા છો! એ બધી ઉપાધિનું મૂળ હું છું. મ્હારે લીધેજ હમને આટલું બધું કષ્ટ વેઠવું પડ્યું!"

અનાથે જરાક હસીને પ્રત્યુત્તર વાળ્યોઃ—"મ્હને મંદવાડ આવે, તો તું પણ મ્હારે માટે એમજ કરે કેની?"



પથારી તરફ જોતાં જોતાં મંદાએ હળવે રહીને કહ્યું:—"હવે મંદવાડને નોતરૂં દેવાની જરૂર નથી."

મંદાનો હાથ એકદમ પોતાના હાથમાં લઈ, અનાથ કહેવા લાગ્યો:—"નોતરૂં દેતો નથી, પરંતુ ન કરે નારાયણને એમ જો થાય, તો તું ફરે ખરીને ?"

"કરૂંસ્તો વળી, એમાં શી નવાઇ ?"

"કેમ, એમ કેમ ?"

"વાહ વળી, ત્હમે મ્હારા ધણી છોને ?" ગળગળા સાદે મંદાએ જવાબ દીધો.

મંદાનો હાથ પ્રેમ પૂર્વક દાબીને અનાથ બોલી ઉઠ્યો:—"તો તું મ્હારી ધણીઆણી છેને ?"

"મંદાએ મ્હોં મલકાવીને પ્રશ્ન કર્યો:—"તે વળી કીદાડથી ?'

"જે દિવસે મ્હેં ત્હને ચાહી ત્યારથી."

"મંદાકિની થોડીકવાર મૌન રહી. ત્યાર બાદ કહેવા લાગી:—"ત્હમે તો બ્રહ્મ સમાજી છોને ? અસત્ય ભાષણ ત્હમે કદી કરતા નથી, કેમ ખરૂં ને ?"

અનાથ:—"હું બ્રહ્મ સમાજી છું, અસત્ય વાત બોલતો નથી, હું ત્હને ચાહું છું."

"ત્યારે તે દિવસે કેમ કહેતા હતા કે 'ચાહીશ' ?"

અનાથ મ્હાત થઇ ગયો. થોડીકવાર નિરૂત્તર રહી, કહેવા લાગ્યો:—"પણ તુંજ મ્હને ક્યાં ચ્હાય છે ?

"એ શોધ વળી શી રીતે કરી શકયા ?"

"આપણા લગ્ન બંધનના પાશમાંથી મુકત થવાને તું તૈયાર થઇ હતી, એટલા ખાતર તો તું કલકત્તા આવતી હતી."

મંદા હસીને કહેવા લાગી:-"વાહરે ત્હમારી સમજ !"

"શું ત્યારે ?"

"હું આવવા તૈયાર થઇ હતી, એમ માનો છો ? ઠાકોરજીએ તો મ્હને મોકલી હતી."

"એમની શું એવી ઇચ્છા હતી કે ત્હારે પાછું ફરી પરણવું ?"

"હા,—પાત્ર સુદ્ધા નક્કી કરી રાખ્યું હતું."

"તે કોણ વળી ?"

"યમરાજા."

અનાથ હસવા લાગ્યો. મંદા બોલી:–"ઠાકોરજીએ કહ્યું હતું કે, ત્હને જેમ ત્હારા સાસરાંના મકાનમાંથી ચોરી છુપકીથી લઇ જાય છે, તેવીજ રીતે ત્હારે પણ આખે રસ્તે એના મનની ચોરી કરવી. તેમ જો નહિ કરી શકે, તો—"

અનાથ ત્હેને વચમાજ અટકાવીને બોલી ઉઠ્યો:- 'તો પછી આ લગ્નની તજવીજ? હા, પણ ત્હેં આબાદ ચોરી કરી છે. આણી તરફથી વળી બીજાં લગ્નની ધમાલમાંયે ઉણપ રાખી નથી."

મંદા બોલી:–"પરંતુ એ લગ્ન કાંઇ પ્રણય સંચારના પરિણામ રૂપ ન હતું. તેથી તો એમાં વિઘ્ન આવી પડયું. પણ એ શાહુકારીનું કામ શરૂ કયારે થયું, તેની કાંઇ શરત છે ખરી ?"

"એ બધું પછી કહેવામાં આવશે."

"શરૂઆત કયારે થઇ, તે તો કહો."

"કયારે ? પહેલ વહેલી વારકી જે દિવસે મ્હારા બીછાનામાં મ્હારા પગ આગળ સૂતી, ત્યારથીજ શરૂઆત થઇ ચુકી હતી. ત્યાર પછી તો આખે રસ્તે એજ ક્રિયા થઇ છે."

નીતિ શાસ્ત્રના રચનાર પંડિત ચાણક્યે વિશુદ્ધિના સંરક્ષણને ખાતર શિષ્ટજનોને એવો ઉપદેશ આપ્યો છે કે, ઘીના કુંભસમી

સ્ત્રી અને ધગધગતા અંગારા જેવા પુરૂષ,એ બન્નેને એક સ્થાનમાં રાખવાં નહિ; તેમ કર્યાથી ઉલટી હાનિજ થાય.

એ પુરૂષ અને સ્ત્રી ભોગ જોગે પતિ પત્નિ હોય, અને પાછાં તરૂણ વયનાં હોય તો પછી તો ભોગજ લાગે!

મંદા મ્હોં મલકાવીને કહેવા લાગી:-"ત્યારે આટલા બધા મોડા કેમ મનાયા?"

અનાથ કાંઇ પણ પ્રત્યુત્તર દીધા વગર પત્નીની સામું એકી ટસે જોઇ રહયો.

મંદા મૃદુ સ્વરે બોલી ઉઠી:-"એ નગેન્દ્ર બાળા કોણ છે? મ્હારા પતિને નગેન્દ્રબાળા વરશે? ત્યારે તો એ જાજવલ્યમાન હોવી જોઇએ. ચાલો, એકવાર કલકત્તા જઇએ, મ્હારે એને જોવી છે."

અનાથ બોલ્યો.—"ના, ના, કલકત્તા નથી જવું; ત્હારા શરીર સારવારને સારૂ પશ્ચિમ તરફજ જઇએ."

મંદાએ એ વાતનાં આંખ આડા કાન કરતાં પ્રશ્ન કર્યો;— શું ત્હમને એ ખરેખર ચ્હાય છે? એમ હોય, તો એ બાપડીને ભારે દુઃખ થવાનું."

"એ મ્હને ખરેખર ચ્હાય છે કે નહિ તે તો એ જાણે અને એનો ઇશ્વર જાણતો હશે!"

"વાત કરી નથી? કદી પૂછી જોયું નથી?"

"એની સાથે કદી એ સંબંધી વાત થઇ નથી."

"ત્હમે એને ચ્હાઓ છો, તે વાતની ખબર છે એને?"

"ખબર કયાથી હોઇ શકે?"

"મંદા ગર્વભેર ગાજી ઉઠી.—"ભલે તેની ખબર ન હોય, પણ ત્હમારી પોતાની (પ્રણય ચેષ્ટાની) તો ખબર છેને?"

અનાથ બોલ્યો:—"હવે કોણ ચ્હાય છે એને? એમ હોય, તો આટલો શીઘ્ર અને સંપૂર્ણ વિજય તું મ્હારા ઉપર મેળવી શકે

ખરી ? એ બનાવ પરથી આટલી વાત તો સાબીત થઇ કે, વિશુદ્ધ પ્રણયનાં વાસ્તવિક સ્વરૂપનું ભાન મ્હને નહિજ જેવું હતું. જેને હું આદર્શ પ્રેમ સમજતો હતો, તે માત્ર આંખોનો વ્યાપાર હોઇ, અન્તરને વિષે પ્રવેશી શક્યો ન હતો. એનાં બાહ્ય ગુણો—વિદ્યા, બુદ્ધિ, આચાર વ્યવહારની સુંદરતાએ જાદુઇ જાળ પાથરી મ્હને ઘેલોતૂર બનાવી દીધો હતો.

એ દિવસ પછી મન્દાના શરીરમાં કાંઇક નવું ચેતન સ્ફુરવા લાગ્યું; બન્નેજણા ઉપવનની કુંજનિકુંજમાં વિહરવા લાગ્યા.

આજે સાંજરે ડાક્ટર સાહેબનાં નિમંત્રણને યોગ્ય ન્યાય આપી, કાલે સ્હવારના પ્હોરમાં એ દંપતી મુંગ ઉપડી જવાનાં હતાં.

ડાક્ટર સાહેબનાં દિવાનખાનામાં અનાથ બાણુ વાર્તાલાપ કરી રહ્યા હતા, તે દરમ્યાન હેમન્ત કુમારનો નીચે મુજબની મતલબનો પત્ર ત્હેમને મળ્યો.

અહં કૃપાહિ કેવલમ્

કલકત્તા,
૨૫ જ્યેષ્ઠ, મંગળવાર.

પ્રિય ભ્રાતા,

મંદાકિની બ્હેનને અસુખ થયાના સમાચારથી અત્યંત દુઃખિત થયો છું. પરમાત્મા એમને સત્વર આરામ કરે. આજે વળી મ્હારે ત્હમને દારૂણ દુઃખપ્રદ સમાચાર નિવેદન કરવાના છે. હૃદયને વજ્ર સમું દૃઢ બનાવવાને બદ્ધ પરિકર થાઓ. અદ્યાપિ પર્યન્ત નગેન્દ્રબાલા ત્હમને ચ્હાયછે, એમ માની લઇ, ત્હમે મનમાં ને મનમાં મ્હાલતા, મલકાતા અને મોતીના ચોક પૂરતા. મ્હારી પણ કાંઇક એવીજ સમજ હતી. પરંતુ કાલે સન્ધ્યા કાળેજ મ્હારી એ ધારણા ધૂળમાં

મળી ગઈ છે. શરત્ બાબુની સાથે નગેન્દ્રબાળાનાં વેવિશાળ નક્કી થયાનું સાંભળવામાં આવ્યું છે. બે વરસ થયાં તેઓ પરસ્પર સ્નેહ સંબંધથી સંકળાઈને સંવનન કરી રહ્યાં છે. એ વાત પણ હમણાંજ પ્રકાશમાં આવી છે. સંક્ષેપમાં, નગેન્દ્રબાલા ત્હમને ચ્હાય છે, એવું જે ત્હમે અનુમાન કર્યું હતું, તે એક માત્ર ત્હમારા મનની ભ્રમણા-વ્યર્થ કલ્પનાજ હતી.

ત્હમે હવે શું કરશો ? આ દુઃસહ શોકનો ભાર ત્હમારાથી કેમ સહેવાશે ?

એ ઉપરાંત ત્હમારી બીજી પણ એક ભૂલ થઈ છે. જૂના હિન્દુ રિવાજ મુજબ થએલા લગ્નને બ્રહ્મ સમાજના લગ્ન વિષયક નવા કાયદા સાથે કશો સંબંધ નથી. એથી કરીને ત્હમે બન્ને બ્રહ્મ સમાજી થાઓ, તોપે જૂની પદ્ધતિના એ લગ્નબંધનમાંથી છુટા થવાનો માર્ગ બંધજ રહે છે. ત્હમે હવે કલકત્તા આવી શકશો ખરા ? ચાર પાંચ દિવસમાં જો મ્હારા બ્હેનને આરામ થાય, અને ત્હમે અહિ આવી શકો એમ હો, તો તો અગાઉ જણાવેલું પેલું જાગીરદારને ત્યાંનું કામ બીજાને હાથ નહિ જાય. પરંતુ મ્હારી સલાહ તો એવી છે કે, મંદાકિની બ્હેનને ઘેર મોકલી દઈ, ત્હમારે થોડોક વખત હિમાલયનાં કોઈ શાંત નિર્જન પ્રદેશને વિષે ગમન કરી, તપશ્ચર્યા અને ઉપાસના દ્વારા ચિત્ત સ્થિર કરી આત્મ શાન્તિ સંપાદન કરવી.

ભવદીય,

**શ્રી હેમન્ત કુમારસિંહ.**

રાત્રે નવ વાગતાને સુમારે ડાકટર સાહેબને ત્યાંથી ઘેર આવ્યા બાદ, અનાથે એ પત્ર પત્નીના હાથમાં મુકયો. તે વાંચી રહી મંદા હસતી હસતી કહેવા લાગી—હવે મ્હને નગેન્દ્રબાલા ઉપર કાંઈ રીસ નથી. સુંગ

જવાને બદલે ચાલો કલકત્તાજ જઇએ, અને એકવાર નગેન્દ્રબાલાનાં લગ્ન તો જોઇએ !"

અનાથ બોલ્યો:—"ભલે, ત્યાં જઇએ. મુંગ તરફ જવામાં મ્હારે મન બીજો પણ એક હેતુ હતો—નગેન્દ્રબાલાને વિસારે પાડવાનો મ્હને કાંઇક અવસર પણ મળે."

એ સાંભળી, મંદાકિનીને મન ઝણઝણાટ થઇ રહ્યો. ગુમાન ભર્યું ભારેખમ મ્હોં રાખી, ત્હેણે ટકોરટંકાર કર્યો:—"ત્યારે પહેલેથીજ ત્હમારા મનની એ વાતનો ખુલાસો કરવો હતો ને? તે વખતે શું કામ મ્હને પટાવવાને સવાસલાં કરતા હતા કે, ત્હને હવા ફેર કરવા સારૂ પશ્ચિમ તરફ જવું છે?"

બહાર આમ્ર વૃક્ષ પર એક કોયલ બેઠી હતી. માનવીની ભાષા તે જાણે સમજતી હોય, તેમ મંદાકિનીના આ મરડાટથી, ત્હેને મન અજબ મજા પડતી હોય તેમ સૂચવવા અવારનવાર ટહુકાર કરવા લાગી.

અનાથે પત્નીને હૃદય પ્રદેશને વિષે ખેંચી લઇ, તેનું મુખ ચુંબન કરતાં કહ્યું:-"અરે, ના, ના, એમ નથી."



# પુષ્પ પરિમલ યાને કથાનકનું રહસ્ય.



"ગાલ પર હાથ દઇને શું વિચાર કરી રહ્યા છો?"

"એક વાર્તા લખવાની છે, પરંતુ કઇ વાત લખવી, તે સુઝતું નથી, તેથી બેઠો બેઠો વિચાર કરૂં છું."

"એમ હોય તો ગમે તે વાંચેલી વાત લખી કાઢોને."

"લોકમાં એવી ચોરી કાંઇ પકડાયા વિના રહેતી નથી."

"આજ કાલ તો અંગ્રેજીમાંથી તફડંચી કરેલી વાર્તાઓ બે માલુમ પસાર થઇ જાય છે." "જેવી રીતે કોઇ અંગ્રેજને ચાદર ધોતી પહેરાવ્યાથી, તે બેમાલુમ બંગાળીમાં ખપી જાય તેમજને?"

"જુઓ એ ઉપમા બંધબેસ્તી નથી. અંગ્રેજ અને બંગાળીના બાહ્યસ્વાંગ તથા ચહેરામાં જેવો તફાવત છે, તેવો સ્પષ્ટ ફરક તેઓના મનના ચહેરાને વિષે રહ્યો નથી. અર્થાત્ અંગ્રેજ પણ બંગાળીની માફક પહેલાં જન્મે છે, પછી મરણ પામે છે—અને એ જન્મ મૃત્યુના વચગાળામાં ધમપછાડ કરી મુકે છે અને એ ધમપછાડનેજ આપણે જીવન તરીકે અનુભવીએ છીએ."

"એ તો જાણે ખરૂં, પણ જીવન એ કાંઇ નાની સુની વાત છે? એને કેમ કરીને આરંભથી તે અન્ત સુધી વાર્તાના રૂપમાં ગોઠવી શકાય? જીવનની નાની મોટી ઘટનાઓને લઇને તો કથા ભાગ ઉપસ્થિત થાય છે. નવલકથાને Plot વસ્તુ જડી આવે છે. અને સાત સમુદ્રને પેલે પાર જે બનાવ નિત્ય બનતો હોય છે, તે આપણ દેશમાં ભાગ્યેજ બની શકે છે."

"અહિંજ તમારી ભૂલ થાય છે ને? નિત્ય થતી ઘટનાને કોઇ સાંભળવા ઇચ્છતું નથી. જે નિત્ય બનતું નહિ હોવા છતાં બની શકે તેમ હોય છે, તેજ કથાનું ઉપાદાન થઇ પડે છે."

"તમે શું એમજ માનો છો ?"

"એમાં કાંઇ ખોટું નથી. બેસુમાર વરસતા વરસાદમાંથી મ્હારૂં રક્ષણ કરવાના હેતુથી મધરાતે એકાદ જૂનાં ઝપ જેવા જણાતાં મંદિરનો આશ્રય લીધો—અને તેજ સમયે અકસ્માત્ એક રમણી હાથ આવી ગઇ. અને તે કાંઈ જેવી તેવી રમણી નહિ! એકવાર તિલોત્તમાનોએ ગર્વ ભૂલાવી દે એવી! બંગાળી જીવનમાં આ પ્રકારની ઘટના નિત્ય બનતી નથી, તેથી એ વાત મ્હેં એકવાર વાંચી, બીજી વાર વાંચી ત્રીજીવાર વાંચી. વાત અસંભવિત જેવી લાગતી હોવા છતાં એને વારંવાર વાંચ્યા કરવાનો મ્હારો ઉત્સાહ—આવેગ—ઓછો થયો નથી. મ્હારા ધારવા પ્રમાણે એથાયે વધુ અસંભવિત વાત કોઇ લખી શકે."

"દરેક વાર્તાને વિષે શું આવી રૂપ—કથાજ હોય છે ?"

"મ્હારો મત તો અવશ્ય એવોજ છે."

"એ બન્નેની વચ્ચે ત્યારે કશો ફરક નથી, એમ ?"

"ફરક મોટો જબરદસ્ત છે. રૂપકથાનાં અસંભવને આપણે સોળે સોળ આના અસંભવ ગણીએ છીએ, પરંતુ નોવેલ નાટક વગેરેના અસંભવને સંભવ ગણવામાં આવે છે."

"ત્યારે તો અંગ્રેજી વાર્તાનું બંગાળીમાં ભાષાન્તર કર્યાથી રૂપ કથાજ થવાની."

"વિલાયતના લોક જે કાંઇ લખે છે, તે સઘળું અલૌકિકજ હોવાનું, એમ ત્હમે સમજો છો ?"

"અસંભવ અને અલૌકિક એ કાંઇ એક વાત નથી. જે થઇ શકે તેમ નહિ હોવા છતાં થાય છે, તેજ અલૌકિક કહેવાય છે. અને જે થઇ શકતું નથી તેમજ તે મુજબ કથી શકાતુંયે નથી, તે થઇ પડે છે અસંભવ."

"મ્હેં તો જાણે એક બંગાળી કથાનો ઉલ્લેખ કર્યો. ત્હમે હવે એકાદ અંગ્રેજી કથાનું ઉદાહરણ આપો."

વાહ, જુઓ ત્યારે ત્હમે તો એક મહાન્ લેખકની કથાનું વિવરણ કર્યું–પરંતુ હું તો એક સામાન્ય લેખકની નાનકડી કથાનુંજ દૃષ્ટાન્ત આપું છુ. લંડનમાં એક ઘણોજ ગરીબ યુવક હતો. પેટને ખાતર કાંઇ પણ વેઠ તો કરવીજને! એ હેતુથી ત્હેણે વાર્તા લખવી શરૂ કરી. ત્હેની પ્રેરણા હૃદયમાંથી જન્મી ન હતી, પેટને ખાતર તેનો પ્રાદુર્ભાવ થયો હતો. ઇંગ્લાંડના સર્વ લેખકોનું પ્રતિભાન પેરીસ પુરૂં પાડે છે. આ લેખકે તેથી પેરીસ જઇ ત્યાંના એકાદ આર્ટિસ્ટને ત્યા અડંગા નાંખ્યા. ત્યાંના જે સર્વ સ્ત્રી પુરૂષો હતાં, તે સઘળાં કલામય હતા. આ યુવક લેખકને તેઓના સર્વ ચેષ્ટા રીતિ, કૃતિ, ગતિ, સંભાષણ વગેરેમાંથી ઘણું શીખવાનું મળી આવ્યું. એને તરતજ સમજાયું કે સંસાર એ અનુભવની શાળા હોઇ મનુષ્ય હૃદયની પરીક્ષા કેવળ પુસ્તકનાં પોપટીયાં જ્ઞાન વડેજ થઇ શકતી નથી. કહ્યું છે કે:–"Study not books alone, but mankind also" અસ્તુ! ધીમે ધીમે આ યુવક લેખકે વાર્તાઓ ક્રમશઃ પ્રસિદ્ધ કરવા માંડી. વાંચકવૃન્દ એની સર્વ કૃતિઓ પર ફીદા ફીદા થઇ જવા લાગ્યો. ટીકાકારો મુક્તકંઠે એની તારીફ કરતાં કહેવા લાગ્યા કે, આ લેખકની પાસે કાંઇ એવા અનેરા ઇશ્વરદત્ત X Rays છે કે જેનો પ્રકાશ સ્ત્રી હૃદયના અંતરનાં ઉંડાણમાં પેસી જઇ, ગુપ્ત અને ગૂઢ ભાવોની આબાદ ગુંચ ઉકેલી શકે છે!

"એવી તે વળી કેવીક ગુંચ હશે, તેનો કાંઇ ખુલાસો કરશો?"

"જુઓની હમણાંજ આપણે પેલી બંગાળી સાંસારિક કથા 'ચતુરાની ચોરી' વાંચી, એમાં ત્હમને શું રહસ્ય સમજાયું?"

"પતિ પોતાનાં પ્રેમપાત્ર પત્નીને પત નહિ કરતો, ત્હેને એક આદર્શ લલનાએ પરાણે તેમ કરતાં શીખવ્યું. બસ એજ કે બીજું કાંઇ?"

"હાસ્તો હા, તે ખરૂં છે. કામિનીએ અજબ કામણ કરી એનાં અનુભવહીન હૃદયપર જાદુઇ જાળ પાથરી દીધી. વ્યવહાર અનભિજ્ઞ

પામર પતિના હૃદયની ચોરી કરી તેને પરવશ બનાવી દીધું, સંસ્કારી રસિકતાના સૂત્રગ્રંથો સમશ્યામાં શીખવી દીધા. પરંતુ એમાં પણ એક રહસ્યની મીમાંસા કરવાની રહી જાય છે."

"બરાબર છે. તે કાંઇ આમજ હશે. શ્રીયુત ગોવર્દ્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો, "આજકાલના જુવાનો સહનશીલતાને દાસત્વ ગણે છે, પર વિચારને વશ થવામા શૌર્યહીનતા ગણે છે, પોતાના તરંગ પ્રમાણેજ ચાલવાની સ્વતંત્રતા શોધે છે, મનની વાત બ્હાર કાઢવામાં અને સાકાર કરવામાં વીરત્વ માને છે, અનુભવને હસે છે, નિવૃત્તિને ધિક્કારે છે અને વૃદ્ધાચારને ક્ષુદ્ર કલ્પે છે." 'આ ગુણ આખી પાશ્ચાત્ય વિદ્યાનો છે. અસંતુષ્ટ વૃત્તિ સર્વ પાશ્ચાત્ય પ્રવૃત્તિનું મૂળ છે. તે પ્રવૃત્તિને ઉત્પન્ન કરે છે અને દૃષ્ટિ મર્યાદાના જેવી ફળ પરંપરા દેખાડે છે.' આજ ત્હમારી મીમાસા છે કે બીજી કાંઇ?

"હા, હેમન્તકુમાર જેવા ડોળ ઘાલુ મિત્રની ખોટી સલાહને લીધે એના હૃદયમા લાજ લાગી. 'દુષ્ટ સંગતિ કદી વંધ્યા રહેતી નથી.' 'મોટાં માણસોનો ખોટો ડોળ ખરામાં ચાલ્યો જાય છે, અને ન્હાનાંની ખરી વાત ખોટામા ચાલી જાય છે.' પરંતુ આપણાં નીતિ શાસ્ત્રોની તો એ ડિંડિમ ગર્જના છે કે એક માત્ર પતિનુંજ હિત ઇચ્છે, તેજ કલત્ર કહેવાય. પતિને મન, વચન અને કર્મથી અનુકૂલ થઇ રહી આજ્ઞાપરાયણ થઇ શકે ત્હેને 'સ્ત્રી' એવી સંજ્ઞા આપી છે. પતિના હૃદયની વૃત્તિઓને ઓળખી જઇ, સર્વ પ્રકારે તેને પોષી શકે અને એ રીતે રીતે સંસાર યાત્રાને સફળ કરાવનારી સુયોગ્ય નૌકા બની શકે છે, તેથી એને 'ભાર્યા' પણ કહે છે. "**क्रियाणां खलु धर्म्याणां सत्पत्न्यो मूलकारणम्**। મહા કવિ કાલિદાસનાં એ કથન પ્રમાણે ધર્મ કર્મમાં સહાયરૂપ થઇ પડે એવું, સાધન તે પત્ની. આપણાં ધર્મ શાસ્ત્રોએ એથીજ એને 'સહચારિણી,' 'ધર્મ સહચરી,' 'ધર્મ પત્ની' એવી ભિન્ન

ભિન્ન સંજ્ઞાઓ આપી છે. **'ગુણાઃ પૂજાસ્થાનં ગુણિષુ'** એ ભવભૂતિની ઉકિત પ્રમાણે એની સંસ્કારી, સાત્વિક વિશુદ્ધિને લઇને એ 'સુંદરી' પણ કહેવાય છે. અને એવી સુંદરીનું સદા સર્વદા અસ્તિત્વ રહેતું હોવાથી એને 'સતી' અર્થાત્ 'વિશિષ્ટ ગુણ લક્ષણવાળી' પણ કહી છે. પતિવડે પસંદ કરાએલી પતિવ્રતા નહિ, પરંતુ પતિજ જેનું એક માત્ર વ્રત અને ઉપાસ્ય દેવ છે, એવી 'પતિવ્રતા' પણ એ કહી શકાય છે.

મંદાકિની અબળા હોવા છતાં આદર્શ ગૃહિણી હતી, તેથી એનાં અંતરને વિષે રહેલી "સ્ત્રી જાતની કોમળતા કલ્પના પ્રતિભાન, સ્નેહીપણું, રસિકતા અને માર્મિકતાની લ્હેરો સ્ત્રી બુદ્ધિની વિના કારણ અવગણના (Prejudice) કરનાર એના પતિના અંતઃકરણમાં સતતગતિ (પવન) બનીને પ્રવેશી શકી."

"વિના કારણ એવી અવગણના ઉત્પન્ન થવાનું બીજું કાંઈ કારણ હોઇ શકે ખરૂં ?"

હા, પાશ્ચાત્ય સંસ્કૃતિનો પ્રભાવ આપણા નવશિક્ષિતોને ઘણા-વાર અવળે માર્ગે દોરવે છે. અનાથ શરણના મગજમાં એ ભૂત ભરાયું કે 'પ્રેમ વગરનું પરણેતર, એ તો વ્યભિચારનો વિવાહ છે' અને લગ્ન પહેલાં પ્રણયના પ્રથમ સંસ્કાર થયા વગર, સંવનન દ્વારા એક બીજાના સ્વભાવ ગુણ કર્મ ઇત્યાદિથી પરિચિત થયા વગર રૂઢિલગ્નની ઝુંસરીમાં જોડાવું નિરર્થક છે. પાશ્ચાત્ય વિદ્યાના સંસ્કા-રને લઇને સ્નેહલગ્નની પશ્ચિમીય પ્રથાજ એને વધારે ઇષ્ટ લાગી. કવિવર નાનાલાલે કહ્યું છે તે પ્રમાણે "જગતના જુવાનીઆઓને રસિકાઓ જોઇએ છે, ગૃહિણીઓ જોઇતી નથી." પરંતુ માનવ હૃદયના ઉંડા ભાવો ઉકેલનારા એજ કવિવરે પાછો રસિકા ગૃહિણીના એ ભેદનો સચોટ ખુલાસો કરી દીધો છે. પાશ્ચાત્ય સંસ્કૃતિના પાશથી પ્રમત્ત થએલા એવા નવશિક્ષિતોના મનનું કવિશ્રીએ નીચેના અસર કારક શબ્દોમાં સમાધાન કર્યું છે.

"મોરનાં ઈંડાં ચીતરવાં પડતાં નથી. રસિકા ગૃહદેશમાં રસનાં વાવેતર વાવે ને ઉગાવે, તો ગૃહિણી કહેવાય, ને ગૃહિણી રસદેશમાં ગૃહભાવ પ્રફુલ્લાવે ને મ્હોરાવે, તો રસિકા કહેવાય"

અર્થાત્ મન્દાકિનીએ ગૃહદેશને વિષે—અનાથશરણના હૃદય મંદિરમાં—રસનાં વાવેતર વાવ્યાં અને અસરકારક રીત્યે ઉગાવ્યા; તેથીજ એ આદર્શ ગૃહિણી નીવડી શકી."

"ત્યારે તો મંદાકિની રસિકા હોવી જોઇએ. તેમ છતાં અનાથ બાબુએ આવી ભૂલ કરી, એ કેવું ખોટું?"

"બેશક મંદાકિની રસિકા હતીજ. પરંતુ જ્યાં સુધી એની રસિકતાની એના પતિને પ્રતીતિ થઇ નહતી, ત્યાં લગી એ સ્વાભાવિક રીતેજ એમ વર્તે. કવિવર કાલિદાસના શબ્દોમાં કહીએ તો 'આંધળો માણસ ફુલની માળાને પણ સાપ જાણીને દૂર ફેંકી દે છે'. તેજ પ્રમાણે અનભિજ્ઞતા—અનુભવ રહિતતા—એ પણ એક પ્રકારનો અંધાપોજ છે."

"એવાં ક્યાં ખાસ સાધનો વડે મંદા પોતાની રસિકતાનું પતિને આવી અસરકારક રીત્યે ભાન કરાવી શકી, તે કાંઇ કહી શકશો?"

"પ્રથમ તો એ કે અકારણ દ્વેષ—અસૂયા—અર્થાત્ ઉમદા ગુણોને વિષે દોષદૃષ્ટિ દૂર થઇ શકે, તોજ પ્રેમનો પ્રાદુર્ભાવ થાય. પ્રથમ દર્શનેજ મંદાએ કાઇક અજબ કામણ કર્યું. મ્હારી સ્ત્રી પણ કાંઇ કમ નથી, એની જાદુઇ અસર કરી દીધી. 'સ્ત્રીને પહેલું પ્રણય વચન છે પ્રિય શું હાવભાવ.' હાવભાવયુક્ત લજ્જા વડે અનાથના હૃદય ઉપર ગુમાવેલો કાબુ એ પાછો મેળવવા લાગી. લજ્જા એ કુલવતીનું પરમભૂષણ હોવા છતાં અમોઘ આયુધની પણ ગરજ સારે છે. સ્વાર્થ ત્યાગ અને સ્વાત્માર્પણ વિના ખરી પ્રીતિ જન્મતી નથી. મન, વચન અને કર્મથી પતિને અનુકૂલ રહી, પતિને દેવ જેવો ગણી

એવા પૂજ્યભાવથી ત્હેની સેવા કર્યાં કરવી—એજ એક માત્ર સતી સ્ત્રીઓનો ધર્મ છે. ઇશ્વરને જે પ્રમાણે મન, હૃદય વગેરે અર્પણ કરવામાં આવે છે, તે પ્રમાણે પતિદેવને પણ અર્પણ કરી દેવાય, તોજ એવી સેવા સાંગોપાંગ થઇ શકે. અને એ પ્રકારે સેવા કર્યાનો પ્રભાવ કાંઇ જેવો તેવો છે? **'पतिंशुश्रूषते येन तेन स्वर्गे महीयते।'** એવી સેવા કરવાથી સાક્ષાત્ સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, તો મૃત્યુલોકમાં વસતા પતિના હૃદયની પ્રાપ્તિ દુર્લભ કેમ નીવડી શકે? ટુંકામાં બધી લાગણીઓ આનુષંગિક હોઇ પરસ્પરના આશ્રયની અપેક્ષા ધરાવે છે. મ્હારી સ્ત્રી શુદ્ધહૃદયથી, અને મમતાભર્યાં ખેંચાણથી મ્હને ચાહી રહી છે, એ વાતની ખાતરી થતાવારને અનાથ એને એકદમ ચાહવા લાગ્યો. ખરા પ્રેમને માટે પરસ્પરના વિશુદ્ધ પ્રણયની ઉભયને પ્રતીતિ થવી અતિ આવશ્યક છે. એમ થતાં પરસ્પરને માટે બહુમાનની લાગણી-દેવદેવી ભાવના-જરૂર ઉત્પન્ન થયા વિના રહેશે નહિ."

"ત્યારે તો આદર્શ ગૃહિણી પોતાના પતિની પ્રિયાજ થઇ પડવાની. એમ કરવા સારૂ બીજા કોઇ વશીકરણની જરૂર નથી રહેતી, એમજને?"

"હા, એમજ. જે સ્ત્રી પતિસેવાને પોતાનું પરમ દૈવત ગણીને મન, વચન અને કર્મથી પતિઆજ્ઞાપરાયણ થઇ રહે તેને માટે બીજાં કોઇ વશીકરણની અગત્ય હોઇ શકેજ નહિ. જે 'વરવેલું ન હોય તે ઇશ્વરના ઘરનું અપરાધી' એ સૂત્રને અક્ષરશઃ અમલમાં મૂકવાથીજ મન્દા પોતાના પતિના સ્નેહશૂન્ય હૃદયપર યશઃપૂર્ણ વિજય મેળવી શકી. સ્વાર્થત્યાગ અને સ્વાત્માર્પણપૂર્વક મમતાભર્યાં ખેંચાણથી પતિનેરીઝવવાની એની દૃઢ પ્રતિજ્ઞા-સત્યાગ્રહ-એજ હતાં મન્દાનાં સાચા વશીકરણ. અને એજ સતના પ્રતાપે એ સતી પતિને વશ કરી શકી."

"ત્યારે તો આપણાં પ્રાચીન પદ્ધતિનાં લગ્નમાંયે આખરે પતિ-પત્નીની એકતા સિદ્ધ થાય છે," "અલબત આપણા હિન્દુ

ધર્મશાસ્ત્રો તેમજ પ્રાચીન સાહિત્યના ગ્રંથો પણ પતિ પત્નીની એકતાજ સર્વ પ્રકારે સાધાર સપ્રમાણ સિદ્ધ કરી રહ્યા છે. પ્રથમ તો 'લગ્ન' શબ્દનો અર્થજ એ આશયને સૂચવ્યા વિના રહેતો નથી. પ્રણયના પૂર્વ સંસ્કાર વિનાનાં આપણાં એ પ્રાચીન પ્રણાલિકા પ્રમાણેનાં લગ્નનો સર્વ વિધિ પણ આરંભથી તે અંત સુધી એજ અદ્વૈતભાવનું પ્રતિપાદન કરે છે. લગ્ન પ્રસંગે દેવ, બ્રાહ્મણ તથા અગ્નિની પવિત્ર સાક્ષી હેઠળ, પતિ પત્નિની એકતા જાહેર રીત્યે સાધવામાં આવે છે. અને લોકાચારને અનુકૂલ એવી ભિન્નભિન્ન વિધિદ્વારા એ એકતાનું દિગ્દર્શન કરાવવામાં આવે છે. વરકન્યા પરણે છે, ત્યારે તેમનો હસ્તમેળાપ કરાવવામાં આવે છે તથા છેડાછેડી બાંધવામાં આવે છે. બન્નેનાં વસ્ત્રને સોયના દોરાથી સીવી લેવામાં આવે છે. આ સર્વ વિધિઓ નિઃસંશય એકતાનું સૂચન કરાવનારા પ્રકારાન્તરોજ છે. ભવભૂતિ પણ એજ આશયથી કહે છે કે " એજ છે સ્નેહતંતુ જે લે એનાં અંતરો સીવી. " પ્રખ્યાત અંગ્રેજ કવિ સ્કોટે પણ કહ્યું છે કે, " It's a silver link a silken tie, which heart to heart and mind to mind, in body and in soul can bind. " અર્થ સ્પષ્ટજ છે. વળી વિવાહ હોમ વખતે, વર કન્યાને એકતાનું સૂચન કરાવતાં નીચે પ્રમાણે અર્થસૂચક પ્રતિજ્ઞા કરે છે. હું અમહું, તુંસા છે; તુંસા છે હું અમહું; હું દ્યો (આકાશ) છું, તું પૃથ્વી છે; તુંઋક છે, હું સામ છું; તેતું મ્હને અનુવ્રત (હુંવર્તું તેમ વર્તવાનું વ્રત પાળનારી ) થાઃ— અર્થાત્ જેવો ' સામ' શબ્દમાં ' સા ' અને ' અમ ' એ બેનો પરસ્પર સંબંધ છે, જેવો પૃથ્વી અને આકાશનો પરસ્પર સંબંધ છે, જેવો ઋક અને સામનો પરસ્પર સંબંધ છે, તેવો તારો અને મ્હારો–વધૂ વરનો– પરસ્પર સંબંધ થયો. આપણે બે જણાં પણ એ પ્રમાણે આપણું વ્યક્તિગત ભિન્નત્વ ત્યાગી એક થયાં. સપ્તપદીની વિધિમાં લેવામાં આવતી પ્રતિજ્ઞા પણ એટલીજ અર્થસૂચક છે. ચોખાની સાત ઢગલી

ઉપર કન્યાનો પગ મૂકાવતાં, વર કન્યાને પાન અન્ન, ધન, આરોગ્ય પશુ ઇત્યાદિની વૃદ્ધિ સારૂ-ક્રમશઃ પગલાં મૂકાવરાવે છે. છઠ્ઠે પગલે બધી ૠતુઓમાં સર્વ ૠતુઓને વિષે સર્વકાળ સંબંધ થયાનું જણાવાય છે, તથા સાતમે પગલે "**सखा सप्तपदी भव**" એમ કહી, પરસ્પરની મિત્રતાનું ભાન કરાવતાં પતિ પોતાની પત્ની કહેછે કે " "તું મ્હારી વધુ હવે મ્હારો સખા અર્થાત્ મિત્ર થઇ છે;" આપણી બન્ને વચ્ચે મિત્રતાની ગાંઠ જોડાવાથી આપણે એક થયાં છીએ. એજ આશયનું **ભવભૂતિએ** પણ અસરકારક શબ્દોમાં નીચે પ્રમાણે સમર્થન કર્યુંછે.

" જેનું રૂપ નથાય અન્ય અવળું દુઃખે સુખે સર્વદા,
જેને પામી શકે જનો સહજમાં સર્વે અવસ્થા વિષે,
સંસારે ઝટ પ્રાપ્ય શોક દુઃખથી દાઝયું ઠરે જ્યાં દિલ,
ઢોળાયે ન કદાપિ જાય ઘટતો જેનો જરાથી રસ;
જાતાં કાળ ઘસાઇ થાય આળગા સંકોચ, લજ્જા, ભય,
ત્યારે સાર ચખાય સ્નેહરૂપનો તેમાં કર્યો જે રસ;
એવો પૂર્ણ અનંત નિર્મલ રસે-સન્માનવ પ્રેમતે,
લાધે વિશ્વ વિષે મહાશ્રમ વડે, તે એકનો એકરે. "

કાલિદાસે પણ એજ આશયનું જૂદી ઢબથી વિવેચન કરતાં કહ્યું છે કે,

**परस्परेण स्पृहणीयशोभं नचेदिदं द्वंद्वमयोजयिष्यत् ।**
**अस्मिन्द्वये रूपविधानयत्नः पत्युः प्रजानां वितथोऽभविष्यत् ॥**

પરસ્પરની શોભામાં વૃધ્ધિ કરનારાં દંપતીને પરસ્પર પ્રીતિભાવથી સંલગ્ન કર્યાં નહિ હત તો તેમને નિર્માણ કરવાનો પ્રજાપતિનો શ્રમ નિરર્થકજ નીવડત. વ્યવહારની દૃષ્ટિએ પણ પતિપત્નીની એકતા અત્યંત આવશ્યક છે. કેમકે, એ બેઉ સંસારરૂપી રથનાં ચક્ર સમાન હોઇ, એકને બીજા વગર કદી પણ ચાલી શકે તેમ નથીજ. બન્ને ચક્રની ગતિનું ઐક્ય હશે, તોજ રથ સારી પેઠે ચાલી શકશે. ઉભયના સ્વાર્થ પરસ્પરને વિષે સંડોવાએલા હોવાથી, સંસારનાં કાર્યો સુખરૂપ તેમજ સરળતાથી થઇ શકે, તેટલા માટે પતિપત્નીએ નિરંતર ઐક્ય જાળ-

વર્તુંજ પડવાનું. બન્ને જણ એક બીજાનાં જીંદગી લગીનાં સાથી, તથા હર્ષશોકમાં ભાગ લેનારાં હોઇ, પરસ્પરની એકતા વડેજ તેમનો સંસાર સુખરૂપ નીવડી શકે છે. એક અંગ્રેજ લેખકે પણ એજ આશયને લક્ષમાં રાખીને કહ્યું છે કે:-

" Just as water and milk become one homogeneous whole, so should wife and husband become one harmonius whole, in body, mind and soul. " જે પ્રકારે દૂધ અને પાણી એકબીજા જોડે ભળવાથી પોતપોતાના ભિન્નત્વને ત્યાગી તદ્દન એક રૂપ થઈ જાય છે, તેજ પ્રમાણે પતિપત્નીએ પણ પોતપોતાનાં વ્યક્તિગત ભિન્નત્વને તજી દઇ, શરીર મન, અને પ્રાણવડે એક બીજા જોડે હળી જઈ, કેવળ અદ્વૈત થઇને રહેવું જોઇએ. મનુ મહારાજે પણ એજ હેતુથી સ્પષ્ટતાથી ઉલ્લેખ કરી દીધો છે કે;-

**संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैवच ।**
**यस्मिन्नेव कुले नित्यं तत्र कल्याणं वै ध्रुवम् ॥**

જે કુલમાં પતિપત્નિ એક બીજા સાથે નિરન્તર અનન્ય ચિત્તથી પરસ્પર એકતા જાળવી એકબીજા ઉપર સંતુષ્ટ થઇ રહે છે,તે કુલનું નિત્ય કલ્યાણજ થાય છે. કાલિદાસે પણ એજ આશયનું સાહિત્યની દૃષ્ટિએ અસરકારક સમથન કરતાં કહ્યું છે કે પશુ, પક્ષી, વનસ્પતિ, તેમજ જડ પદાર્થો પણ આપણને પતિપત્નીની એકતાનો અહોનિશ ઉપદેશ આપ્યાં કરે છે. ચંદ્ર વિના રાત્રી નિસ્તેજ જણાય છે. નદી હંમેશાં સમુદ્રગામીજ થાય છે વૃક્ષને વીંટલાઈ રહ્યાથીજ વેલીની શોભામાં વૃદ્ધિ થતી જણાય છે. ચન્દ્રિકા ( ચાંદની ) ચન્દ્રની સાથેજ અસ્ત પામે છે; વીજળી પણ વાદળમાંજ ઢંકાઇ જાય છે. સૂર્યાસ્તની સાથેજ સૂર્યમુખી કમળ પણ બીડાઇ જવાનું; ચન્દ્રમુખી કમળનું કદી ચન્દ્ર વિના ખીલવું સંભવતું નથી. ચેતન રહિત જડ પદાર્થોને વિષે પણ

જ્યારે આવી અપૂર્વ એકતા અને પરસ્પર પ્રત્યે વફાદારી છે, ત્યારે સજીવ અને સચેતનમાં તે કેમજ ના હોવી જોઇએ ? આપણાં હિન્દુ ધર્મશાસ્ત્રોએ તો અનેક પ્રકારે પતિપત્નીની એકતા મુકતકંઠે સ્વીકારેલી છે. પત્ની રહિત પુરૂષ આશ્રમભ્રષ્ટ ગણાતો હોઇ, તેને પોતાની જીવન સહચરી વિના કાંઇપણ ધર્મકર્મ કરવાનો અધિકાર નથી. કેમકે પત્ની વિના દેવ, મનુષ્ય તથા પિતૃઋણમાંથી પણ મનુષ્યની મુક્તિ થઇ શકતી નથી. પુરૂષ એકલો સ્વાર્થી સ્વચ્છંદી જીવન ગાળવાના વ્યામોહમાં પડવા ના પામે, તેટલા ખાતર પુત્ર રહિત પુરૂષની સદ્‌ગતિ થતી નથી, એમ ઠરાવી દઇ ખાસ ભાર દઇને કહ્યું છે કે, " **दाराधीनं स्तथा स्वर्गः पितॄणा मात्मनश्चह** " સ્ત્રી હોય તોજ પુરૂષ પોતે સ્વર્ગની પ્રાપ્તિ કરી શકે છે અને પોતાના પિતરોને સુદ્ધાં તેની પ્રાપ્તિ કરાવી શકે છે. વાજસનેય શ્રુતિ કહે છે કે, પુરૂષ જાતે એકલો તો અડધોજ ગણાય છે, પાણિગ્રહણ કરી, પત્નીને વિષે પ્રજોત્પત્તિ કર્યા બાદ તે આખો થઇ શકે છે. મનુ મહારાજે કહ્યું છે કે, "સ્ત્રી એ સાક્ષાત્ લક્ષ્મીનુંજ સ્વરૂપ છે. તેટલા માટેજ લક્ષ્મીની પ્રતિકૃતિરૂપ પોતાની પત્નીનાં યોગ્ય સન્માનને સારૂ આજ્ઞા કરવામાં આવી છે કે, સ્ત્રીના સન્માનમાંજ દેવતા પ્રસન્ન રહે છે. જ્યાં સ્ત્રીને સન્માન નથી, ત્યાંની સર્વ ક્રિયા વૃથા છે. કાલિદાસે પણ પત્નીની કીંમત નીચેના અસરકારક શબ્દોમાં આંકી છે. પત્ની તે ઘરની માલીક છે, મુખ્ય સલાહકાર પ્રધાન છે, આનન્દદાયી મિત્ર છે. અને લલિત કલામાં વહાલો શિષ્ય છે. ભવભૂતિના શબ્દોમાં કહીએ તો પતિને મન, પત્ની એ પોતાના જીવન સમાન છે, દ્વિતીયહૃદય સરખી છે, નેત્રોને ઠારનારી શીતળ ચન્દ્રિકા છે, અને શરીરને અમૃતની પેઠે આહ્‌લાદિત કરનારી દિવ્ય ઔષધિ છે. પતિપત્નીની એ એકતામાં કોઇ પણ પ્રકારની ઉણપ રહેવા પામી શકે નહિ, તેટલા માટે પ્રેમાળ પતિપત્નીનો સબંધ ચિરકાલીન તથા સદાને માટે અવિચ્છિન્નને અવિચલિતજ રહેનારો માન્યો છે. " **सतीयोषित्पुमांसमन्वेति भवान्तरेष्वपि** "

સતી સ્ત્રીનો પોતાના પતિ સાથેનો સંબંધ જન્મો જન્મ સુધી કાયમ તથા અવિચ્છિન્ન રહે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, સતી સ્ત્રીનાં શરીર ઉપર જેટલાં રોમ હોય છે, તેટલાં વર્ષ પર્યંત પોતાના પતિની સાથે સ્વર્ગમાં રહીને તે નિરતિશય સુખ ભોગવે છે. મહાકવિ કાલિદાસે પણ એજ આશયનું સમર્થન કરતાં ખુલાસો કરી દીધો છે કે, **भावस्थिराणि जननान्तरसौहृदानि** અર્થાત્ જન્મોજન્મ સુધી ટકી રહેનારી પ્રીતિમાં પરસ્પર પ્રત્યેનો ભાવ ( મમતા ભર્યો પ્રેમ ) સ્થિર અને અવિચલિતજ રહે છે. આ પ્રમાણે પતિ પત્નીની એકતા સર્વ દૃષ્ટિથી તપાસતાં સપ્રમાણસિદ્ધ થયા વિના રહેતી નથી.

# સમાપ્ત.



---

**પ્રાપ્તિસ્થાનઃ—**

પ્રયોજક અને પ્રકાશક,

**પ્રસન્નવદન. છબિલારામ. દીક્ષિત.**

આમલીરાન સ્ટ્રીટ, સુરત.



મુદ્રકઃ **નાથુભાઇ દેવચંદ.**

દેશી મિત્ર પ્રેસ, લીમડા ચોક–સુરત.